७२८९

॥ ॐ श्रीगणेशायनमः ॥

# ॥ स्वानुभव अथवा स्वधर्मदिपक. ॥



दुर्गुणो रुपी

अंधकारनो विनाश करनारा,

अने स्वधर्म सद्गुणनो विशेष

प्रकाश जोवानी स्वेच्छा धारण कर्त्ता

आ ग्रंथ "ल्यो अने वांचो"

"पोताना अवलोकन

माटेज छे."

॥ ॐ श्रीगणेशायनमः ॥



# ॥ स्वानुभव અથવા स्वधर्मदिपक. ॥

॥ संतोषःपरमोलाभ सत्संगःपरमंधनम् ॥

॥ विचारःपरमंज्ञानं शमंचपरमंसुखम् ॥ १ ॥

॥ आत्मबुद्धिहितार्थाय गुरुबुद्धिविशेषतः ॥

॥ परबुद्धिविनाशाय स्त्रीबुद्धिमलयंकृतः ॥

દોહરો.

વેદ શાસ્ત્ર પુરાણમાં, વરણાશ્રમ આચાર;
“स्वानुभव” થી સમજશે ધર્મણોત્રનો સાર. ૧
ખુલે ચક્ષુ જ્ઞાનનાં “स्वधर्मद्दिपक” જોય;
સુજ્ઞ વસે સ્વાનંદમાં અંધો આયુ ખોય. ૨

‘कीमत—सात प्रश्नोना उत्तर—फक्त.’

ॐ

॥ श्रीगणेशायनमः ॥

# श्री शुद्धबुद्धि उदारात्मा स्वरुप.

ने तथा

श्री वेद, शास्त्र, स्मृति, पुराण, ઇतीહास અને અનુભવથી યુક્તી વડે પરમાત્મ તત્વને ગ્રહણ કરનારા–સુબુદ્ધિવાન, સત્યવાદી, સદ્ગુણ સંપન્ન, શિલવાન, સ્વધર્મ ધુરંધર, પ્રેમી, ભક્ત રાજ શિરોમણી શ્રેષ્ટ સુજ્ઞ "બ્રાહ્મણો" તથા શ્રી આર્ય ભર્ત ભૂમિભૂષણ સ્વધર્મ સ્વદેશોન્નતીના ઉત્સાહી. દાનશીલ, પ્રજાપાળક, ન્યાયી સત્યશિરોમણી "માહારાજા ધીરાજ માહારાણાઓ તથા રાજકુમારો" તથા સાધન સંપન્ન વિવેકી "સજ્જનો" ને.

સ્વધર્મ કર્મ, ભક્તી, અને જ્ઞાનના દ્રઢ વિચારો સિદ્ધ થવા સારૂ આ "**स्वानुभव** અથવા **स्वधर्मादिपक**" અર્પણ કરવામાં આવે છે.

| | |
|---|---|
| **श्री गायत्री पुरश्चरणालय (व) स्वानंदोद्भव बुद्धि स्थान पुस्तकालय श्री गणपतिमंदिर–लवणपत्तन. લુણાવાડા.** | **"स्वधर्म बोधक" श्रीस्वामिसंतसद्गुरुमाहाराज "लेखक" श्री ब्रह्मनिष्ठब्रह्मचारिमाहाराज श्री पुर्णानंद स्वामि.** |

સ્વધર્મોત્સાહી–**मथुरभाइ नाथजी पंड्या प्रसिद्धकर्त्ता.**



## ॥ श्रीगणेशायनम ॥

" **स्वानुभव** " નો સ્વધર્મ સિદ્ધાંત—ધર્મગુરૂ તરફથી—એવો છે કે— વર્તમાન સમયમાં બ્રાહ્મણુના બાળકો તથા ગાદીપતી માહારાજાઓ રાજકુમારો—બાલ્યાવસ્થામાં વ્યવહારાદીક ગ્રહકાર્ય, રાજ્ય કાર્ય ઉપયોગી થોડુ ઘણું લખવા વાંચવા જેવું ભણીને પછી ગૃહસ્થાશ્રમમાં મોહાશક્ત બની એશઆરામી થઈ જાય છે. એટલુંજ નહીં પણ પછી સતશાસ્ત્રની સદ્દવિદ્યા ઉપર પૂર્ણ પ્રીતી રહેતી નથી. જેથી તે પુરૂષોની બુદ્ધિ અધર્મ અજ્ઞાનમા વધારે પ્રબળ રહે છે. અને સત્સંગનો જેટલો લાભ લેવો જોઇએ તેટલો લઇ શકતા નથી પછી યુવાન અવસ્થા થયે તેઓને આસત્ સમાગમ તરફ દોરવાને માહાત્મા પુરૂષોને અતી પ્રયાસ લેવો પડે છે. જો બાલ્યાવસ્થાથીજ તેમને સત સમાગમના રૂડા વિચારો સુબુદ્ધિમાં રમી રહેલા હોય તો અધર્મ. હિંસા દંભ પાખંડ, વ્યભીચાર, મદ્યમાંસાદીક અભક્ષ્યા ભક્ષણ, ઇત્સાદી અનેક અન્યાયો થતા અમલમાંજ અટકે—એમ નીર્મળતાથી સત્ ધર્મિ અને સુકિર્તિવાન ગણાય છે, અને સત્સંગના પૂર્ણ અભ્યાસની ઉત્કૃષ્ટતાથી પોતાના વર્ણાશ્રમ ધર્મને યથાર્થ જાણી પરમાનંદ સુખ ભોગવે છે.

( બ્રાહ્મણ અને ક્ષત્રીયનું ઉંચ કુળ સ્વધર્મમાં નિર્માલ્ય થવાનું કારણ. )

૧. સ્વધર્મ સબંધી બોધ આપનારા આત્મજ્ઞાની સંન્યાસીઓ—બ્રહ્મચારીઓ—સંત માહાત્માઓ તેમ સુજ્ઞ વિદ્વાન બ્રાહ્મણો પોતાના વેદશાસ્ત્ર દ્વારાએ શુદ્ધ યુક્તિને સમજનારા અને સરળ સમજાવનારા ઘણાજ થોડા છે.

૨. તેમ ક્ષત્રી ગાદીપતીઓ તથા રાજકુમારો પોતાના સ્વધર્મના સંરક્ષકો, જેવા કે આત્મવીત્ સંન્યાસીઓ, બ્રહ્મચારીઓ યા. સુબોધ કર્ત્તા માહાત્માઓ તથા ભક્ત સજ્જનોની સાથે જેટલો જોઇએ તેટલો સમાગમ રાખતા નથી. કેમકે તેમના અધ્યાપકોએ તેમને બાલ્યાવસ્થાથી સ્વધર્મ સબંધી તપાસ કરવાની કાળજી કરાવી નથી જેથી તેઓ પણ આ સત્ય સ્વધર્મ તરફ સ્વાત્મ બુદ્ધીથી લક્ષ આપતા નથી.

માટે આ " **स्वानुभव** " અથવા **स्वधर्मदिपक** " નો સદ્બોધ દ્વિજાતિને જાણવા માટેજ છે.

આથી સુજ્ઞ બ્રાહ્મણોને તથા સ્વધર્મ રક્ષક રાજકુમારોને સ્વધર્મ તરફની જાગૃતી આપનાર આ " **स्वानुभव** " ના કર્ત્તા સર્વ સ્વદેશી સ્વધર્મિ બંધુઓના સુભેચ્છક અને સત્ય લાભ બોધ કરનાર શ્રી સદ્ગુરૂ સ્વરૂપ છે. માટે આ બાબત સ્વધર્મોત્સાહી દ્વીજોને તથા રાજવંશીય રાજકુમારોને ઘટે છે કે–તેમણે સ્વધર્મમાં પુરતું લક્ષ આપી સત્સમાગમ વધારવો:—

**શ્રી ગાયત્રી પુરશ્ચરણાલય.** } **સ્વધર્મોત્સાહી મથુરભાઇ નાથજી પંડયા.** લુણાવાડા.



ॐ

॥ श्री गणेशायनमः ॥ श्री मंगलाचरणम् ॥

॥ यंब्रह्मवेदान्तविदोवदन्ति, परंप्रधानंपुरुषंतथान्ये ॥
॥ विश्वोद्गातेकारणमीश्वरंवा, तस्मैनमोविघ्नविनाशनाय ॥१॥
॥ वक्रतुंडमहाकाय, कोटिसूर्यसमप्रभ ॥
॥ निर्विघ्नंकुरुमेदेव, सर्वकार्येषुसर्वदा ॥ २ ॥



મુક્ત ભૂમિકાના એક પ્રદેશનું નામ આર્યાવૃત અથવા ભર્તખંડ કહેવાય છે. તેના પશ્ચિમ વિભાગમાં રામ્રનગ્ર કરી રાજધાનીનું શેહેર છે. અને ત્યાં ઊત્તમ કુલદિપક ક્ષત્રીયવંશના રાજા ઘણા લાંબા વખતથી રાજ્ય કરે છે. આ સ્વાનુભવ યોગના સમયમાં એ ગાદી ઉપર રાજકુમાર હતા. પણ તેઓ ઊમર લાયક નહીં હોવાથી તેમના તરફનું રાજકાર્ય વાલી કરતા હતા. આ રાજકુમાર જેમની પાછળ ગાદીપતી થયા. તે સ્વર્ગવાસી માહારાજા એકંદર સુજ્ઞ હતા. વળી સ્વધર્મ પ્રીતીવાન, ગંભીર, ધૈર્યતાવાન, ઉદાર, પ્રમાણીક, સત્સંગી, પ્રેમાળ બુદ્ધિના હતા. સદ્ગુરૂની મર્યાદા મુજબ પોતે સ્વધર્મને ઉન્નતીરૂપ હતા. તથા સંત સાધુ તપસ્વી યોગી માહાત્માઓની પરમઉદાર સખાવતથી સેવા પણ કરતા હતા. આત્મ બુદ્ધીના પ્રમાણથી સંતસેવા, દેવસેવા, તિર્થ, વૃત, દાનપુણ્ય, યથાવીધી કરતા હતા ખરા પણ. આત્મજ્ઞાની કે જેઓ ( બ્રહ્મનીષ્ટ અને બ્રહ્મશ્રોત્રીય ) બંન્ને વિશેષણો યુક્ત શ્રી અદ્વૈત બોધામૃત ઉપદેશક—( પ્રમાણ. ) વેદશાસ્ત્ર

સ્મૃતિ પુરાણ ઈતીહાસ અને યુક્તીના અનુભવવાન—અનેક યુક્તીથી પરમાત્મા સ્વરૂપને સમજવા સમજાવવાવાળાના સત્ય સદ્બોધથી, તેમના મનનું સમાધાન થઈ શક્યું નહોતું—તાત્પર્ય—સંસ્કારરૂપ પુરૂષાર્થ કમી હોવાથી આવા ઉદાર નૃપતીની રાજ્ય કાર્કિદીના સમયમાં એવી રીતે ઉત્તમ આત્મજ્ઞાનનો બોધ કરનારા કોઈ પણ આવી શક્યા નહોતા. જે સ્થાનમાં સ્વધર્મની બોધ શક્તી કમ પડી જાય છે ત્યાં અજ્ઞાન પ્રબળ રહે છે. અહીંયાં એમજ થયું-સ્વધર્મ ઉપદેશક જ્ઞાનીઓ કોઈ આવી શક્યા નહીં, અને હમેશાં પાસે રહેનારા બ્રાહ્મણો વેદશાસ્ત્રાધાર વર્ણાશ્રમ ધર્મ પાળવા પળાવવાવાળા પણ નહીં હતા. બ્રાહ્મણો તો હતા અને તે રાજ્ય પુરોહીતના કુટુંબીએ હતા. પણ તે સમયાનુકુળે પોતાના વર્ણાશ્રમ ધર્મને સારી રીતે જાણતા પણ નહીં તો ક્ષત્રીકુળના સ્વધર્મ જાણીને રાજકુમારોમાં તે શી રીતે પ્રવેશ. કરાવી શકે !!! એમ ઉભયપક્ષ કમજોર હતા. જેથી નૃપતીએ પોતાની આખર અવસ્થા દીલગીરી ભરેલી ગમન કરી.—

સ્વધર્મના ઉપદેશકોનું બળ કમી હોવાથી નાચ, તમાશા, ભાંડ. ભવૈયા, અભક્ષ્યાભક્ષ્ય (મદ્યમાંસાદી) ની લતવાળા અધર્મિઓનું વિશેષ પરીબલ જામ્યું-અને આખરે એ આગ્રહી અન્યાયે નૃપતીના અંતઃકરણમાં પ્રવેશ કીધો. ઉદાર નરેશ દારૂના વ્યસનીઓની સોબતમાં મોહાંધ બન્યો વ્યસની લોકો દારૂની નીશામાં રાજાનાં તેમની પાસે વખાણ કરી કરીને કોઈ કંઠી, કોઈ પાગ, કોઈ ગામ, કોઈ ગીરાશ ઇત્યાદીક પચાવી પડ્યા. દારૂની નીશા હોય તે વખતે તે લોકો પોતાના સ્વાર્થને સાધતા. નૃપતીની પાસે જવાને સારા માણસોને છુટ હતી પણ દારૂના વ્યસનમાં ધાડ અજ્ઞાન અવસ્થા હોય તે વખત

કોઈ પણ જતું નહી–જેથી ધીમે ધીમે સદ્પુરૂષોનો માર્ગ બીલકુલ બંધ થઈ ગયો. વૃદ્ધાવસ્થામાં મધમાંસની નઠારી લતથી કોઇ કોઇ સમય સારા માણસોના ઠપકા શ્રવણ કરીને પસ્તાતા હતા. કે મને કોઇ સત્ પુરૂષે આ નઠારી લત છોડાવી નહીં. સત્ ધર્મના સુવિચારો ઉપર દોરનાર માહાત્માઓને સત્સંગ ન મળી શકવાથી આખરે નૃપતીની એ દશા થઇ કે દારૂના નઠારા વ્યસની રોગથી દેહ મુક્ત થયો. નૃપતીના અપુત્ર દેહત્યાગથી તેમના કુળના વારસાના હકના ભાયાત વર્ગમાંથી એક રાજકુમારને ગાદી ઉપર બેસાડી દુવાઇ ફેરવી રાજકુમાર બાલ્યાવસ્થામાં હતા. જેથી સઘળો રાજ્ય વહીવટ વ્યવહાર વાલી તરીકે સરકાર જપતી રાખી કરતી હતી.

ઉંચ ક્ષત્રી કુળના આ રાજકુમારને વેદશાસ્ત્રની મર્યાદા મુજબ ઉપવીત ( જનોઇ ) નો સંસ્કાર થયો હતો. પણ પછીથી તેમણે સ્વધર્મ મર્યાદા પૂર્વક ( જનોઇ ધારણ કર્યું તો ) કર્મ શી રીતે કરવું તે સમજવું જોઇએ પણ તે જાણી લીધું નહોતું ઉપવીત સંસ્કારના વખતની ગરબડમાં દીધેલો બોધમંત્ર ફક્ત તેમની યાદદાસ્તમાં નહીંજ જેવો હતો. તેથી રાજકુમાર વેદ શાસ્ત્રાધાર કર્મ, ઉપાસના ( ભક્તી ) અને જ્ઞાનના સિદ્ધાંત ઉપર બીલકુલ ચઢી શકયા નહીં–રાજગોર (પુરોહીત ) એટલા વિદ્વાન નહોતા કે રાજકુમારને ટોકી ટોકીને સ્વધર્મની સીધી લીટી ઉપર લાવી શકે–અને પોતાના સ્વર્ગ વાસી રાજપીતાના વખતમાંના પેલા મધમાંસાદી અભક્ષ્યા ભક્ષણ કરવાવાળી મંડળીના માણસોની બેઠકતો રોજને રોજ ખરીજ ખરી–જેથી કિંચીત્ પણ સ્વધર્મ ઝકયો નહીં– રાજકુમારને સ્વધર્મની સારી પાયરી ઉપર લાવવાની ઇચ્છા ધારનાર સત્ય હીતેચ્છુ મંડળીના મનમાંતો એમ નિશ્ચયકે–રાજકુમારના કેટલાએક સદ્દગુણો જેવા વખાણવા લાયક છે–તેવા સ્વ-

ધર્મની બાબતમાં તેઓ ઉત્તમ વખાણવા લાયક નીવડે તો ઘણુંજ સારૂ—અને આ નઠારા દુરાચરણીની દોસ્તીમાં દારૂ માંસના દુર્ગુણી વીકાર વીચારમાં જો તેઓ પડે નહીં તો આપણ પ્રજા અત્યંત સુખી થઇએ—અને રાજકુમાર પણ સુજ્ઞ ગણાય. પણ તેઓને આપણે કયે વખતે સુચના આપીએ. કારણ પ્રથમતો સવારમાં ઉઠેછે. તેવા દંતધાવન (દાતણ) પણ પુરૂં પરવારતા નથી તેટલામાંતો બગી આવી તૈયાર થાય છે કે ગામ બાહાર હવાનો યોગ થયો. પાછળ પેલા દારૂડીયા મીત્રો તૈયારના તૈયારજ. તેતો પશુપક્ષીઓ બતાવતાજ હીંસાના વિચારોમાં પાછળ ચાલતાજ હોય—અને વાતો કરતા હોય કે આપણા ખત્રીકુળની રીતે હાકોર હકરાતોમાં બેસતાં નહીં શીખો જરા અમલ કસુંબાના ડાયરામાં નહીં બેસો તો આપ સારા સરદાર ગણાશો નહીં. સવારમાં ભાટ ચારણો ભાંડાદીકને દાન આપી કીર્તી વધારવી બેહકીયા માણસોથી યા ભાયાતોની પોતાની બરોબરી ઉમરની ટોળીમાં મીજલસ વખતે દારૂ પીતાં પાતાં નહીં આવડયો તો રાજ્યસારૂં દેખાય નહીં—એવા દુર્બોધની વાર્તાઓ કરનારા તૈયારના તૈયારજ હતા—પણ તેઓને એમ કહેનારૂં કોઇપણ નહોતું કે—બ્રાહ્મણક્ષત્રી (રાજકુળ) ના બાળકને ઉપવીત સંસ્કાર થયો કે તુરત પ્રાતઃકાળમાં સ્નાન સંધ્યા કરવી જોઇએ—ઉત્તમ સુપાત્ર વિદ્વાન બ્રાહ્મણને દાન આપવું જોઇએ. પછી જે પરમાત્માએ આ મનુષ્યાવતારમાં બ્રાહ્મણ, ક્ષત્રીની, ઊંચ વર્ણ રૂપે વેદશાસ્ત્ર પ્રતીપાદીત સ્વધર્મના અધીકારી કર્યા—અને તે સમજવા સારૂ નીર્મળ બુદ્ધિ આપી તે પરમાત્માની ભક્તીવડે અનુક્રમ પાંચ નામરૂપાત્મક ( શ્રી ગણેશ—શકતી—બ્રહ્મા—વિશ્નુ—શંકર ) ઐક્ય ભાવનાથી શોડસોપચાર યથાવીધી પ્રેમની દાસત્વ ક્રીયાથી પુજા કરવી. પછી પોતાના ગૃહસ્થાશ્રમના યોગને ધર્મશાસ્ત્રના આધારે ચલાવી અંતે પોતાના આત્માનું

કલ્યાણ ઇચ્છવું—સદ્‌વિદ્યાના બોધક શ્રેષ્ટ માહાત્માના હાથથી લખાએલા ગ્રંથોનું વારંવાર વાંચી વાંચી અવલોકન કરવું—સત્ય બોલવું. નિતીન્યાયથી ચાલવું. ઇત્યાદી સારાસારા ઉત્તમ વિચાર આપનાર પાસે કોઇ પણ નહોતું. આમાની એક વાત પણ જો તેમના કાન ઉપર નાંખનાર હોત તો આ સમયે સ્વધર્મની કંઇક પણ અસર સરખીએ મનમાં રહેત—પણ તેમ નહોવાથી સ્વધર્મની અસર રાજકુમારમાં બીલકુલ જણાતી નહીં તેનું મુખ્યકારણ માત્ર સતપુરૂષોનો બોધ શ્રવણમાં કદાપી આવેલો નહોતો—અને દુર્બોધના સંગી ઘણાજ પાસે હત છતાં દુર્બોધપુર્ણ પ્રકાશપર નહોતો જેથી રાજકુમાર જલદીથી સ્વધર્મના રસ્તા ઉપર ચઢયા ( વિષ ચઢતા પહેલાં દવાનો ઉપયોગ થાય તો તે દવા અસર કરે છે ) એક બાજુએ પ્રજાનો પોકાર પરમેશ્વર તરફ વારંવાર થતો હતો કે હે દીનદયાળ વીશ્વાત્મા—અમારા રાજકુમાર ( નૃપતી ) ને એવા દુષ્ટ—દુરાચરણી, વ્યસની, અભક્ષ્યાભક્ષણ કરવા વાળા, અજ્ઞાનીઓની સોબત ન થતાં સ્વધર્મના પ્રીતીવાન, સંતસદગુરૂ માહાત્માઓની અને વેદશાસ્ત્રના ભણવાવાળા વિદ્વાનોની સોબત કરવાની બુદ્ધી ઉત્પન્ન થાઓ. પ્રભુ અમારો આશરવાદ હોજો —એમ પ્રજા વારંવાર પોકાર કરી રાજકુમાર ઉપરની પોતાની પ્રીતી પરમાત્મા સમક્ષ બતાવતી હતી—પણ. લાચાર—તેઓનું એકે પ્રકારે જોર નહોતું કે હે પ્રજાપાળક ન્યાયી નૃપાળ આ નઠારા દુર્વ્યસનીઓની સોબતમાં આપ કદાપી પણ ઉભા રહેશો નહીં. કારણ કોઇ પણ દીવસે દુષ્ટ દુષ્ટતા પ્રકાશ્યા શીવાય રહેતા નથી. પણ આમ સત્ય કહેવાની કોઇની હીમત ચાલતી નહોતી. કારણ જે પ્રસંગે રાજગોર આદી જનો બેસવા મળવા જાય તો તે વખતે પેલી બોટલ મંડળીના, એક બે જણ તો બેઠેલા હોયજ હોય કદાપી પ્રસંગ આવે અને

ધૈર્યતા રાખે પણ પોતે વેદ શાસ્ત્રાધાર સ્વધર્મબોધની યુક્તી બરાબર જાણતા નથી તેથી બરાબર સમજાવતા પણ આવડે નહી તેથી વખતે મશકરી રૂપ ગણાઇ જાય છતાં કદાપી તેમનું કહેવું યથાર્થ હોય તો પણ માર્યું જાય-અને અજ્ઞાન રૂપ વિચારથી પોતે કહેતા કે-એ ટોળીના માણસોનું જોર વધારે છે અને આપણે બરાબર જાણતા નથી. માટે એકલા ભુંડા પડીને શું કરીએ અને ખરેખર જોતાં એમ પણ સત્ય કે જો. રાજકુમાર આગળ સ્વધર્મની વાત કોઈ બ્રાહ્મણ યા રાજગોર કહે તો તે લોકો બોલી ઊઠતા કે એતો બ્રાહ્મણભાઇ " લાડવા અને દક્ષણાના લાલચુ " તે પોતાનીજ હાક હાક કરે છે. એમ કહીને હલકા પાડતા હતા-આથી " **ब्राह्मण** " શબ્દનું અપમાન થતું હતું બ્રાહ્મણ શબ્દનો સત્ય અર્થ વેદના આધારે કેવો થાય છે. અને તે કેટલો વજનદાર છે. આ વાતની બીલકુલ માહીતી રાજકુમારને નહીં હોવાથી તેઓ પણ હસતાં હસતાં વખતે મશકરી રૂપ ગણી કાઢતા.

બાલનરેશ " રાજકુમાર પાઠશાળા " માં ભણતા હતા. તેથી સમયાનુસાર રજાઓ પડતી ત્યારે રાજ્યનગ્રમાં માસ બે માસ રહેતા અને આવીજ અવસ્થામાં દીન ગમન કરી પાછા ભણવા પધારતા જેથી સ્વધર્મમાં કિંચીત્ પણ વધારો થઇ શકયોજ નહીં:—

કોઇ એક સમયે " **श्री स्वामि संत सद्गुरु माहाराज** " કે જેઓનો અવતાર આ કળીયુગના બ્રાહ્મણ-ક્ષત્રી ઇત્યાદી વરણોના ઉત્સાહી સ્વધર્મી પરોપકારી-પ્રેમીભક્તોને બોધ આપવાને માટેજ હતો તે કૃપાનુસાર રાજનગ્રમાં પધાર્યા-રાજકુમાર આ વખતે પાઠશાળામાં ભણવા પધારેલા હતા-શ્રીસ્વામી માહારાજે વેદશાસ્ત્ર પ્રતીપાદીત આર્યસનાતન સ્વધર્મના આધારે બ્રાહ્મણ ક્ષત્ર્યાદી વરણોના ધર્મો

યથાક્રમ ભક્તીના અનુસારે. પદભજનના સંયોગનો મર્યાદા રૂપ સદ્બોધ—સરળતાથી ચાલુ કર્યો હતો તેથી સ્વધર્મિ પ્રેમાલ પ્રજા શ્રી સ્વામી માહારાજ ઉપર શ્રી સદગુરૂ ભાવના રૂપે અત્યંત પ્રીતી રાખતી હતી. બ્રાહ્મણોમાં કેટલાએક નીતીમાન અને સ્વધર્મીષ્ટ હતા તેઓના મનતો શ્રી સ્વામીના વેદશાસ્ત્રાધાર સદ્બોધમાં આનંદ રૂપે ગરકાવ થઇ ગયાં અને શ્રી સ્વામીની આજ્ઞાને અનુસારે વેદકાંડના અનુક્રમ (કર્મ—(ઉપાસના—ભક્તી)—જ્ઞાન,નો વીધી ચાલુ કર્યો હતો. થોડા દીવસની પણ સ્વધર્મવાન બુદ્ધીના પ્રેમથી પરમાત્માએ તેમના હ્રદયાંતરમાં સદગુણોનો ભંડાર ભરી દીધો. સત્ય, ક્ષમા, આર્જવ દયા, દાન, દીનતા સત્સંગ—અને વેદશાસ્ત્રોની પૂર્ણશ્રદ્ધા રૂપક જ્ઞાન ગુપ્તપણે પ્રકાશ પામવા લાગ્યું—ઠેર—ઠેર પ્રભુ ભજન થવા લાગ્યું—અને સદગુરૂ શ્રી સ્વામી માહારાજની જયજય ધ્વની પ્રજા વર્ગમાં સુગંધ રૂપ પ્રસરી:—

સમયાનુસાર રાજકચેરીમાં પણ સ્વધર્મ સભા ભરાતી. અને ત્યાં રૂડા પ્રકારે વેદશાસ્ત્રાનુસાર હરીભજન થતું. અને તેમાં કર્મ ઉપાસના (ભક્તી) અને જ્ઞાનની રીતે વર્ત્તવાનો વીધી બતાવવામાં આવતો. અને જે બોધથી દુર્ગુણોનો નાશ થઈ સદ્ગુણો વધે એવો વૈરાગ્ય દ્રષ્ટીના બોધનો યોગ કરવામાં આવતો. રાજકુમારના હિતેચ્છુ સજ્જનોના મનમાં એવો પ્રેમ ઉછળતો કે. આ વખતે શ્રી રાજકુમાર હાજર હોત તો તેઓને આ સદ્બોધ સારી રીતે સાંભળવા મળત. રાજકુમારની બુદ્ધિમાં એક સદ્ગુણ શ્રેષ્ટ હતો કે—કોઈ સારા માણસથી યા સંતસાધુથી કાંઇ સાંભળતા તો તેમાંની ન સમજાતી બાબત વારંવાર અનેકરૂપે પુછી પુછી તેનો શ્રેષ્ટ ખુલાસો કરતા. આ સદ્ગુણથી પ્રજાના મનમાં આશા રહેતી કે રાજકુમાર કંઇક પ્રસંગે પણ સુધારા ઉપર આવશે—અને રૂડા ગણાશે—પણ આ વખતે તે

હોત તો અત્યંત સારૂ થાત—બાળ રાજકુમાર અત્યારથી સ્વધર્મની સંમત્તી ઉપર ચઢી જાય તો પ્રજા અત્યંત સુખી થાય. અને તેમની અમર કિર્તિ થાય. "સદ્‌ગુણની કીર્તિ સમાન બીજી કોઇ કીર્તિ નથી." એવા હર્ષભર વિચાર વારંવાર વારંવાર કરી કરી પરમાત્મા તરફ દ્રષ્ટી રાખતા. વળી કોઇ કોઇ વખત ખેદ પામતા કે. શું કરીએ—પેલા દારૂડીઆ મસલતીઆ સરદારો આપણી વાત કદાપી પણ પેશ જવા દેનાર નથી. ખેર જ્યાં સુધી રાજકુમાર પોતાની આત્મબુદ્ધિથી. "આ મદિરાનું વ્યસન ખરાબ છે" એમ નિશ્ચય કરી એ લોકોનો તિરસ્કાર નહીં રાખે ત્યાં સુધી સત્સંગ કદાપી પણ પેશી શકશે નહીં. અને કદાપી સત્સંગને પેસવાનો દાવ આવશે. પણ જ્યાં સુધી તેઓનો જરા જરા પણ સંસર્ગ રહ્યો હશે ત્યાં પર્યંત તે કદાપી કદાપી અવળું ભરવ્યા શીવાય રહેશે પણ નહીં. તે વખતે રાજકુમારને સુધારવા માટે કરેલી મહેનત તેમના પુર્ણ અનુભવ શિવાય ટકી શકશે નહીં. હશે જેમ પરમાત્માની મરજી—એમ કરી રાજકુમારને સુધારવાના લક્ષના વીચારો પ્રજા કરતી. રાજકુમાર એકંદર બુદ્ધિશાળી છે—પણ તેઓએ આ સ્વધર્મની સત્ય યુક્તીની રીત જાણી નથી. ત્યાં સુધી તેમના કહેવા મુજબ. પરતંત્રતા ભોગવે તેમાં શું નવાઈ!!! એમ વિચારથી હીમત હારતા નહીં પરમાત્મા તેમની બુદ્ધિમાં વાસ કરશે ત્યારે તે નિશ્ચય સમજે તેવાજ છે—અને જે વખતે પ્રકાશ થયો કે, અંધકાર રહેવાનોજ નહીં. એ સ્વાનુભવ છે.—

**श्री स्वामी संत सद्गुरु माहाराज** ને આ વાતની યથાર્થ ખબર મળી કે—અત્રેના રાજકુમાર બહુ સારી ચાલના નીતીમાન, વિદ્યાવાન. ગુણવાન છે—પણ તેઓની સોબત નહીં જેવી જુજ પણ. નઠારાં વ્યસન (ધર્મરહીત) કરવાવાળા દુર્ગુણીઓની છે—આ સોબત

તેમને છુટે તેમજ છે-કારણ તેઓએ સારો વિદ્યાભ્યાસ કરેલો છે-રાજકુમારોમાં સર્વથી આગળ નંબરમાં રહે છે. એકંદર બુદ્ધિશાળી છે. તથા બનતા સુધી કુસંગમાં ગરતા પણ નથી પણ-સોબત રહી માટે ડરીએ છીએ કે. સાપની દોસ્તી સારી નથી કોઇક દીવસ પણ એના સ્વભાવ પ્રમાણે કરડે-અને ઘણા દિવસ દુધ પાયું હોય. પણ-એના. મુખમાંથી વીષ જવાળાજ પ્રગટ થાય ત્યારે એવાની મીત્રતાઇ શા કામની? શ્રી સ્વામીજી માહારાજ-રાજકુમારની બાલ બુદ્ધી છે ખરી પણ આજ સમયમાં જો તેઓ વીદ્વાનની મર્યાદાએ સ્વધર્મ ઉપર ચઢી જાયતો રાજકુમાર લાખમાં એક પાકે તેમ છે. શ્રી સ્વામીજી-આપ સંત માહાત્મા પુરૂષ છો. આપના આશરવાદથી અમારી પ્રજાની પ્રેમ લાગણીની અસર અમારા રાજકુમારની સુબુદ્ધીમાં હોજો. અમેતો સમજીએ છીએ કે, આપ બોલ્યા તેજ પરમાત્મા બોલ્યા-સર્વ સભાએ આનંદરૂપ થઇ રાજકુમારના ઉપર આશરવાદના અમૃત્ત શબ્દોનો વરસાદ વરસાવ્યો.

દુર્ગુણો જલદીથી પ્રવેશ કરે છે. અને સદ્દગુણોનો સદ્દબોધ થતાં ઘણો વખત લાગે છે. બગડતાં વાર લાગતી નથી સુધરતાં ઘણો વખત લાગે છે-રાજકુમાર અજ્ઞાનીઓની સોબતમાં બગડે નહીં. એવી પ્રેમાળ દ્રષ્ટીની પ્રજા વર્ગનો સ્વધર્મોન્નતિનો તથા સ્વદેશોન્નતિનો આનંદ લોભ જોઇ શ્રી સ્વામી માહારાજની રાજકુમાર ઉપર અત્યંત પ્રાતી થઇ. પણ તે આ વખતે હાજર નથીતો ખેર-નગ્રજનોના કહેવાથા પણ. પોતાનું કાર્ય અતી હર્ષથી કરનાર-જગતના શુભેચ્છક શ્રી સ્વામીજી અતી પ્રેમથી બોલ્યા-"રાજકુમાર સદ્દબોધને માટે યાદ કરશે તો અવસ્ય તેમના મનુષ્યાવતારનો સત્ય અને પુર્ણ લાભ બતાવવા તેમની પાસે નિવાસ કરી તેમને તેમના ક્ષત્રી ધર્મથી યથાર્થ જા-

णीता करवाने श्री परमात्मा संपुर्ण शक्तीमान छे. अने सदगुरु रुपे पधारी तेओ केहेशेज कहेशे."

समयानुसार कोइ एक वखते राज्य सभामां पेला व्यसनी भाइओ बेठेला हता अने स्वधर्मना हीत सबंधीमां हरि किर्तन चालतुं हतुं ते वखते प्रजा पैकीमां प्रेम लागणी उभराइ-अने अत्यंत हर्ष युक्त बोली उठया के, आज सुधी आवा पोताना सत् स्वधर्मनो सुबोध करनार संत महात्माओ आव्या नथी. अने परमात्मानी कृपाथी पधार्या त्यारे राज कुमार नग्रमां नथी (भणवा पधारेला छे) पण इश्वरनी स्वेच्छाए आपनो अने तेमनो सत् समागम थायतो राजा प्रजा पोताना स्वधर्मने सारी पेठे समजे-परमात्मा अमो प्रजा उपर अत्यंत दयाळ द्रष्टी करो के अमारा राजकुमार आ पोताना स्वधर्मनी उत्कृष्टता उपर आवे. प्रभु तेमनी बुद्धीमां रुडा प्रकारे वास करो के तेमनुं पण कल्याण अने अमारुं पण कल्याण-कल्याण.

प्रजानी राजकुमार प्रत्येनी स्वधर्मनी उन्नती सबंधीमां परमेश्वरनी कृपा फळनी इच्छारुप लागणी जोइने श्री स्वामी संत सद्गुरु माहाराज सद्बोध रुपे बोल्या.

हे आर्य प्रजा वर्गना बंधुओ—तमे कशी वाते चींता करशो नहीं. कुसंगना दुर्बोधथीज दुर्बुद्धि उत्पन्न थाय छे-अने संतसमागम तथा वीद्वान ब्राह्मणोना संसर्गथी सुबुद्धि उत्पन्न थाय छे-जो तेओ सत् समागम अभ्यास पूरवक करशे-अने वेदशास्त्राधार स्वधर्म उपर प्रीती राखशे तो तेमने तेमनो पुरो स्वधर्म समजाववो ए स्वधर्म धुरंधर आचार्य धर्म गुरुनुं कामज छे. बाल्यावस्थामां जे नितीज्ञ-धर्मज्ञ रहे छे. ते पोतानी युवावस्थामां अने वृद्धावस्थामां स्वधर्म सबंधीमां अखंड किर्ति संपादन करी शके छे. पण जो बाल्या-

વસ્થામાં બુદ્ધીનો બીગાડ થયો તો પછી યુવાવસ્થામાં એવો બીગાડ કાઢવો બહુજ મુશકેલ છે—એમ અજ્ઞાનમાં ડુબકાં ખાનારા—પણ જો કોઈ સજ્જન પુરૂષના સમજાવવાથી વારંવાર પ્રયત્ન પૂર્વક સંતસમાગમ રાખે તો અવસ્ય તેમના ઉપર પરમાત્મા સ્હાય કર્યાશીવાય રહેતા નથી—પછી સ્વધર્મના ન્યાયપક્ષે તે દીન દીન સારા પાયા ઉપર આવી જાય છે. રાજકારકીદી ચલાવવા રાજ્ય પદ્ધતીના શીક્ષકો—બાહારનો વ્યવહાર એકંદર સારો સારો શીખવે છે—એટલે તેઓ કેટલેએક દરજ્જે રાજ્યરીતીના અનુક્રમ ઉપર લાવી શકે છે ખરા—પણ સ્વધર્મ સબધીનો સુબોધ તો ધર્મગુરૂઓ શીવાય કોઇ બતાવી શકતાજ નથી. રાજકુમારનું પાઠશાળામાંનું શીક્ષણ સારૂં ગણાયછે—તેથી એકદમ વધારે કુસંગની નઠારી પાયરી ઉપર તેઓ વળગી જવાનાતો નથી—કદાપી તેમ થાય તો રાજકુમારને ઠપકો દેવાને કોણ સમર્થ છે? અને રાજકુમાર—વીધાના મદથી—રાજ્યના મદથી—ધનસંપત્તીના મદથી યુવાવસ્થાના મદથી અને એવા અનેક અજ્ઞાનકારકમદથી—એવો વીચાર ધારે કે મને ઠપકો કોણ દેનાર છે અથવા શીખવનાર છે? એમ અહંકાર બળાથી પ્રમાદ સત્તાનો સ્વાદ ધારણ કરે તોપણ—રાજ્યસત્તા કરતાં ધર્મગુરૂઓની સત્તા વીશેષ છે—તેઓ તો ખરેખરજ ધર્મના ગુરૂઓ છે—તેઓ કોઇનાથી ડરતા નથી વેદશાસ્ત્રાધાર ધર્મનો બોધ કરવો એ તેમની ફરજ છે. વીચાર કરીને જોતાં માલમ પડે છે કે—બ્રાહ્મણ અને ક્ષત્રી રાજાઓ તેમના શીષ્યછેજ છે—તે ધર્મના આગેવાનો અધર્મ રૂપી અડચણને જલદીથી નાશ કરે છે. ધર્મગુરૂઓ સ્વધર્મના બોધનો આગ્રહ કરીને કહેતો પણ પોતાના લાભને માટેજ કહે એમ સૌ પોત પોતાના મનમાં સમજે તો ખરા—નોકર લોકો જેમ પૈસા પ્રાપ્ત કરવાને પોતાની નોકરીનું કામ આગ્રહ કરીને કરે તેમ ધર્મગુરૂઓ સ્વધર્મની

પ્રાપ્તી કરવાને સ્વધર્મ પળાવવાનો આગ્રહ કરે. એટલા માટે ધર્મગુરૂઓ પૈસાને માટે આગ્રહ કરે છે એવું માનવું એજ અજ્ઞાનતા ગણાય છે—કુળવાન પુરૂષોને ઠપકાથીજ શાંતી વળેછે—અને મુરખને શીક્ષા કરીએ તોપણ પોતાની કુટેવો છોડતા નથી. પણ ખાનદાન શ્રેષ્ટ પુરૂષો અને રાજ્યાધીકારીઓ પોતાની બુદ્ધીથી ચતુરાઇએ પોતાના લાભનો વીચાર કરેજ કરે—કારણ ગમે તેમ સંસર્ગ હોય તોપણ આખરે તે રાજકુમાર છે. સુધારનાર હાજર હોય તો તે અવસ્યજ સ્વધર્મના સુધારા ઉપર આવી જાય છે—માટે હે પ્રજા સ્વરૂપ પરમાત્મા—તમે તમારી આત્મબુદ્ધીથી વિચાર કરીનેજ ચીંતાનો ત્યાગ કરો—તમારા આ સુજ્ઞ વિચારો રાજકુમારનું શ્રેયસ્ ઇચ્છવાના છે—માટે સત્યને સારૂ પરમાત્મા સ્હાયકરેજ કરે—આવી સ્વધર્મની સુબોધ રીતી જો રાજકુમાર સંતસમાગમથી જાણી ગયા તો પછી તેઓ કદાપી પણ દુરજનોનો સંસર્ગસરખો પણ રાખનાર નથી "જ્ઞાનબુદ્ધી ઊત્પન્ન થયાપછી નાશ થતીજ નથી" એમ સાક્ષાત્ વેદ બોલેછે—વેદશાસ્ત્રના અનુભવો પોતાની બુદ્ધીમાં ખીલવાથી અધર્મનો જલદીથી નાશ થાય છે—સ્વધર્મ રૂપી સૂર્ય ઉદય થયે બુદ્ધીના અનુભવ રૂપ પ્રકાશથી અજ્ઞાન રૂપી ઘુવડો આપોઆપ અંધારામાં પેશી જશે. રાજકુમારની પાસે તેઓનું બળ કમી થયું કે—તે જગા સ્વધર્મીલોકોને બેસવાની થશે—પછી રાજકુમારની સુકીર્તી રૂપ સુગંધીનો મહીમા શું કહું? રાજકુમાર ત્રૈલોક્ય વિજયી ગણાશે. અને સ્વધર્મ છત્રછાયાથી સર્વને શીતળતા પ્રાપ્ત થશે. પરમાત્મા તમારી ઉમેદ બર લાવો:—

આ વાત ચાલતી હતી. તે વખતે પેલા વ્યસની પૈકીના એક બે આગેવાનો ત્યાં બેઠેલા હતા તેઓના મનમાં તો મોટો ધ્રાસકો પડયો કે ખરેખર રાજકુમાર પધારશે. અને તે વખતે આ માહારાજ

અત્રે હશે તો સર્વ મતે રાજકુમાર પણ વેદશાસ્ત્રાધાર સ્વધર્મ અંગીકાર કરશેજ કરશે–તો આપણો પગ અત્રેથી અવસ્ય ટળશે. અને મળતર નાશ પામશે પછી આપણો કોઈ ભાવ પણ પુછનાર નથી. એવો વીચાર કરી તેમની પાંચ સાત મંડળી ભેગી થઈ શ્રીસ્વામીની મશ્કરી રૂપ ઉડ્વાઈ ઉડાવવાનો નીશ્ચય કર્યો–અને રાજકુમાર તથા શ્રી સ્વામી ભેગાજ ન થાય એવી તદબીર કરવા લાગ્યા–"જુઓ આ રાજકુમારનું ભલુ ઇચ્છનાર મંડળીનો વીચાર" શ્રીસ્વામી સંત સદગુરૂ માહારાજ પાસે ધર્મ ચરચા શ્રવણ કરીને ધર્મ માર્ગે ન લાગતાં ઉલટું તેમની નીંદામાં પોતાનો મનુષ્યાવતાર ગાળવા લાગ્યા–ગામમાં અરસપરસ નીંધા તીરસ્કારના શબ્દો બોલવા લાગ્યા–પણ તે એવી તદબીરથી કે પોતાનું નામ ઉઘાડું પડે નહીં–સજ્જન પુરૂષોના કાન ઉપર શ્રી સ્વામીની નીંદા ગઈ તે લોકો તો જાણતા હતા કે ગઇ કાલે રાજકુમારને સ્વધર્મના રસ્તા ઉપર ચઢાવવા વીષે આપણા મતને જે શ્રીસ્વામીએ ટેકો આપ્યો. તેથી પોતાને નુકશાન છે એમ ધારીને એ દુષ્ટ લોકોએ આ નીંદા ઉઠાવી છે–પણ એમ હજારો મણ ધુળ ઉછાળવાથી સુર્યનારાયણ ઝાંખા થવાના નથી. ઉલટી ઉછાળેલી ધુળ પોતાનાજ ચક્ષુમાં પડી પોતાનેજ દુઃખ ઉત્પન્ન કરે છે એમ સંતતો સૂર્ય સમાન છે– નીંધા રૂપ ધુળથી તેમને શ્યામતા લાગતી નથી. પણ નીંધા કરનારને નીંધાના દુઃખ રૂપી ફળ ભોગવવું પડે છે. એ સ્વાનુભવ છે. માટે આપણે શું આપણે તો સ્વધર્મના સામું જોવું. એવા અજ્ઞાની મુરખોના તરફ જોવાની કશી જરૂર નથી એટલે ક્રોધ રૂપી ચંડાળથી અભડાઇએ નહીં.

શ્રીસ્વામી રામનગ્રમાં અતી પ્રેમભર પ્રજાને સંતોષકારક સુબોધની ચર્ચા કરાવીને પછી પ્રસંગોપાત અન્ય સ્થળે પ્રધાર્યા–અને

ત્યાંથી તેઓએ કેટલાએક દીવસ તીર્થક્ષેત્રમાં નીવાસ કર્યો:—

બાદ પાઠશાળામાં રજાઓ પડવાથી રાજકુમાર અતી હર્ષથી રાજ્યધાનીમાં પધાર્યા. નગ્રના સુજ્ઞ પુરૂષોએ મનરૂપી કમળ પુષ્પોથી વધાવી લીધા–આખા નગ્રમાં ઉત્સવ પ્રસરી રહ્યો જણાયો. તાત્પર્ય–પ્રજાની રાજકુમાર ઉપર પ્રીતી ઘણી હતી અને રાજકુમારને સુધારવાનો પ્રયત્ન ઇચ્છતી–રાજકુમારને પધારે બે ત્રણ દીવસ થયા પછી કોઇ એક સમયે રાજકુમારની રૂબરૂ પેલી વ્યસની મંડળીએ શ્રી સ્વામીની નીંધાનો આરંભ કર્યો–સંત પુરૂષો સારા હોતા નથી. એમ રાજકુમારના મનમાં ઠસાવવા સારૂ તેઓ સાંભળે ના સાંભળે તેમ કહેવા લાગ્યા કે જુઓ બાવા થયા તોપણ લોભ લાલચ જાય છે ? જ્યાં ત્યાં પૈસો પેદા કરવાનીજ વાત–ચાર ભજન ગાયાં–મોટા લાંબા લાંબા સપાટા માર્યા. એટલે જાણે સીદ્ધની પુંછડી થઇ ગયા. હશે આપણે શું. કોઇ વાડ સાંભળે વાડનો કાંટો સાંભળે–આપણું કેટલું સાચું પણ માર્યું જાય–એટલામાં "તમે કોની વાત કરો છો" ? એવો પ્રશ્ન રાજકુમારે કર્યો. ઉત્તરમાં એક જણ ડાહ્યો થઇને બોલ્યો. બાપજી–રાજ્યધર્મની મર્યાદાએ શ્રી રાજ્યમાં તે સંત પુરૂષને સદગુરૂ તરીકે માને છે. એટલે અમો આપને વાત કહેતાં લજવાઇએ છીએ. પણ આપને તો કહેવીજ જોઇએ કે થોડાએક દીવસ ઉપર અત્રે એક સંત આવ્યા હતા. અને બ્રાહ્મણોને તથા ક્ષત્રીઓને વેદશાસ્ત્રના આધારે તેઓના સ્વધર્મો બતાવતા હતા. તેમાં તેઓએ દારૂ પીનારાને દારૂડીઆ કહ્યા. અને એટલુંજ નહીં પણ આપણા ક્ષત્રીના ધર્મની બહુ નિંધા કરી. એવી નીંધા કરવી સંત લોકોને શું વ્યાજબી છે? અમારો ક્ષત્રીનો ધર્મ છે કે. શીકાર કરવા જવું. અને હમારે તો મધમાંસાદી વરજે–અમારા સમજવા પ્રમાણે તો અમારો ધર્મ

અમને શીખવતા નથી અને ઉલટી નીંદા કરવી. સંતને ઘટે નહીં-દારૂ પીનારાઓને તો વારેવારે ધીક્કારતા હતા-વળી કહેતા હતા. કે વેદશાસ્ત્રાધારે દેવોનું તથા સંતોનું પુજન કરવું. તેમની પાસેથી સદ્બોધ શીખવો-પુજા કરવી પાત્રીઓ કરવી પણ એ તો બ્રાહ્મણ ભાઇને નભે અમારે તો આ સમશેરનેજ બળીદાન આપવું-સાધુડાંને ખવરાવ્યે શું પુન્ય છે! પુન્ય ન થાય તો રહ્યું. પુન્ય કરનારા સ્વર્ગે જશે અને અમો ભલે રહી જઇશું ? સ્વર્ગમાં જનારા કીયાના કાગળ આવ્યા કે અમો અત્રે આનંદમાં છીએ ? ક્ષત્રીની રીતે રાજવળામાં બેસતાં ઉઠતાં બોલતાં આવડે, અમલ કસુંબા પાંચ ભાઇઓની બેઠકમાં જગતંબા માતાની પ્રસાદી આપવી લેવી-એ તો અમારી માતાજીને વરે તેનો પ્રસાદ અમારે કેમ ના વરે ! જાગતી જ્યોત માતાના ભોગની પ્રસાદી ભક્ત હોય તેનેજ પ્રાપ્ત થાય-અમારાથી આ રીતો બંધ થાય પણ નહીં અને હમે તમને ગુરૂમાનીએ પણ નહીં-અમારા ક્ષત્રીને વારંવાર ન્હાવાં ધોવાં-વીભુતી ચોળવી. એ શું સારૂં ? કંઇ પણ નહીં-આપણને તો તેમની એક પણ શીખામણ સારી લાગી નહીં. પછી અમોએ તો તેમના બોલવાની ગણના પણ કરી નહીં. કેમકે અમને તો અત્યંત વીરોધી લાગ્યા. એ તો બ્રાહ્મણોનાજ ગુરૂ-આપણા ક્ષત્રીનો ધર્મ એ લોકો શું જાણે ? એ ક્યારે ક્ષત્રી હતા. તે જાણે ? આપણે તો એવા વેદધર્મને માનતા નથી-એવા બાવા તો ગમે તેમ બોલે !!!! આપને શું કહીએ બાપજી-ઠીક છે-એ તો અમારે કહેવાનુંજ હતું. પણ. બાપજી રખેને એવી ભગતડાંની ટોળીમાં ભરાઇ જતા ???

**બીજો બોલ્યો**—બાપજી તો એવા જોગટાઓની વાતો કદાપી માનતાજ નથી. તેમના કરતાં બાપજી બહુ ભણેલા છે. સાત

આઠ વરસ બાહાર કાડયાં છે તે જો બાપજી કંઇ પુછે તો જવાબ પણ દેવાય નહીં.

**ત્રીજો બોલ્યો**—ગમે તેમ હોય પણ એવા બાવાજીનો તો સંગજ કરવા દેવો નહીં– એવા બાવાઓ જાદુવાળા હોય છે. તે કંઇ બાપજીને જાદુ કરીને વશ કરીલે ત્યારે ?

**ચોથો બોલ્યો**—તમે બધા વાતો કરોછો. પણ બાપજી કેવા સાંભળી રહ્યા છે ? પહેલાં તમે કહ્યું એમ લોભી લાલચુ બાવાઓ પૈસા ધૂતી લેવા સારૂ એવો ધર્મનો ઢોંગ મચાવે છે. તે બાપજીને બધી ખબર છે.

**પાંચમો બોલ્યો**—હવે કદી માહારાજ આવેલો બાપજીના હુકમ શીવાય રાજ્યમાં આપણે પેસવા દઇશુંજ નહીં–અને એવા ક્ષત્રીની નીંધા કરવાવાળાનો બોધ બાપજી સાંભળનાર પણ નથી. કેમકે બાપજીને ખાત્રી થઇ છે કે એવા સાધુ થઇને ક્ષત્રીની નીંધા કરે છે. બધા ઘણાએ માંસ માટી ખાય છે. જગતંબા માતાનો પ્રસાદ તેજ પ્રસાદ–દારૂની નીંધા કરનારનું તો માથુંજ કાપવું જોઇએ.

**છઠ્ઠો બોલ્યો**—આપણે એટલું બધું શું કરવા બોલીએ–પણ અત્યારથી સવારમાં ન્હાવું, સંધ્યા પુજા કરવી, નાક પકડવું, અને મનમાં મનમાં બડ બડવું, રાખોડી ચોળવી, સંતસાધુડાંની બેઠક કરવી, એમ બાળપણમાં કરવું મને તો સારૂં લાગતું નથી. ભાઇબંધોની ટોળીઓમાં બેસવું ઉઠવું. જરા મારાસમ તમારાસમ હોય તો કેવું સારૂ દેખાય ? વીશ વરસના તે શું ઘરડા થઇ ગયા–હમણાં તો હસવાં, બોલવાં, રમવાં, ખેલવાં એવો વખત છે. ઘરડા થશે ત્યારે ઘણાએ કરશે. સાધુઓનો તો ધર્મછે તે સાધુ તો ધર્મની વાત શીખવે અને તે સાંભળવી પણ ખરી–સાંભળીએ નહીં તોપણ ખોટું

દેખાય. પણ એવી બધી રીતો બાપજીથી અત્યારે પળાય નહીં.

## " आत्मबंधुओ " ?

સ્વધર્મની મર્યાદા પળાવવામાં સંતમાહાત્મા પુરૂષોના ઉપર દુરાચરણી પુરૂષો કેવા કેવા આરોપો મુકે છે તેનો આ એક સ્વાનુભવ દાખલો છે.

રાજકુમાર સ્વધર્મની રીતે વરતવા લાગશે તો એવા દુરાચરણીઓને દારૂ પીવા અગર પૈસો પોશાક હરીલેવાનો સમય મળશે નહીં એવા વીચારે રાજકુમારના મન ઉપર એમના વીચારો માફક દુર્બુદ્ધિ જમાવવા સારૂં. અધર્મનાં, નીંધાનાં અભીમાનનાં અને એકંદર અજ્ઞાનતાનાં વાકયો કેવી ઢબથી બોલેછે ? અને તેમાં સ્વધર્મની અને સ્વધર્મના બોધક સદગુરુઓની કેવી નીંધા થાય છે. તેનો આ પ્રત્યક્ષ સિદ્ધાંત છે.

રાજકુમારને સત્ અસત્‌ની માહીતી નહોતી તેવા વખતમાં અજ્ઞાનીઓની સોબતમાં અસત્ અજ્ઞાન ભાવના મનમાં ઠસી બેસે તો પછી સત્‌ભાવના રૂપ વિઘા અને જ્ઞાનની મર્યાદા પેસવી અતી દુર્લભ થઈ પડે—એવા જ્ઞાનાંધ પુરૂષો રાજકુમારો પાસે હમેશાં રહેવા વાળા હોય તો રાજકુમારોની બુદ્ધીને કેટલું નુકશાન છે? તેનો વીચાર પોતેજ કરો—રાજકુમારોએ તો તેવા દુષ્ટ, વ્યભીચારી, દુર્વ્યસની પુરૂષોનો ત્યાગ શા માટે ન કરવો ?

જેઓએ કાળા અક્ષરને કોવાડી મારેલીછે જેઓ—પહેલી ચોપડીના ત્રણ પાઠ ભણ્યા હતા—એવા અને મધમાંસાદીના અભક્ષ્યા ભક્ષણમાં, તથા વ્યભીચાર નીંધા વીગેરે બાબતમાં એવા હુંશીઆર હોય કે. કંઈ બાકી નહીં—તેવા પુરૂષો વેદ, શાસ્ત્ર, પુરાણના આધારે પોતાનો સત્ય શુદ્ધ ધર્મ શું છે ? તથા બ્રાહ્મણ ક્ષત્રીઓને વરતવાનુ

શાશા ધર્મ છે! એ સર્વે બુદ્ધીના તાત્પર્યના વાત મદ્ય માંસાદીક ખાવા રૂપેજ ક્ષત્રી ધર્મ સમજવાવાળા શું જાણે? તેનો વીચાર રાજકુમારોએ કરવો.—

રાજકુમારની સદકીર્તી થાય એવા રસ્તા ઉપર ચઢાવવાનો સત સમાગમથી વેદશાસ્ત્રાધારે પ્રયત્ન તો પોતે કરતા નથી. શ્રુતિ સ્મૃતિના અર્થને પોતે તો જાણતા નથી. તે બેદાદીના અર્થ રાજકુમારને કેવી રીતે શીખવે? આવા ધર્માંધ પુરૂષો રાજકુમારોનું ભલુ ચ્હાનારા શી રીતે કહેવાય!!! જ્યારે એ પોતાનું ભલું તો કરી જાણતા નથી. અને સ્વધર્મની નીંદા થાય એવી બુદ્ધી બતાવે છે. તો રાજકુમારોએ તેવાનો સંસર્ગ શા માટે રાખવો?

( આ સર્વ વીચાર એકાંતમાં કરવો ) **श्री स्वामी**—

સંત સમાગમના લાભની બીલકુલ માહીતી નથી તેથી બાળ બુદ્ધિના યોગે રમવા ખેલવાની મોજમઝામાં કંઇક લક્ષમાં અને કંઇક અલક્ષમાં ગયું—સંત સમાગમથી બુદ્ધી સુધરે છે એવું જ્યાં સુધી સમજાયું નથી હોતું ત્યાં સુધી એ સબંધી સારા વીચારો પ્રવેશ પણ કરી શકતાજ નથી. રાજકુમાર બોલ્યા—એમ થયું કે—ઠીક ત્યારે આપણે શું!!! આપણે તેમનો કશો ખપ નથી—( અર્ધા કલાક સુધી વિચાર કરતા કરતા મૌન રહ્યા ) પછી જોઇ લેઇશું. એવા સાધુઓની અમો રાજાઓને જરૂર નથીજ.—

રાજકુમાર રાજકાજની બાબતમાં કારભારી સાથે વાતો કરવા વળગ્યા. એટલે આ વાત તો વીસારે પડી—પેલા બાટલીઆ ભાઈબંધો તો મકલાઈ ગયા. અને અરસપરસ વાતો કરવા લાગ્યા કે હવે રાજકુમાર કદાપી પણ. સંતલોકોની સોબતમાં બેસનાર નથી. એટલે તેમને એવો સ્વધર્મનો પ્રેમ પણ આવશે નહીં. આપણી તો ફતેહ

શઇ–હવે નિરાંત વળી.—

રાજકુમાર ખરૂં ખોટું સમજતા નથી જેથી જેમ તેમ "ઠીક" એવો જવાબ દઇને અન્ય રમતમાં ભળ્યા–એટલે તેમની માહાત્માઓનો સંગ કરવામાં કાંઈ દોષ બુદ્ધી છે–એમ સ્પષ્ટ કહેવાય નહીં. કેમકે અત્યારે તેઓ બાળક અને પરતંત્ર છે–સંસર્ગ દોષથી વખત વખતે રાજકુમારનું મન ફરી પણ જતું હશે કે. આપણે તો રાજા. એવા–સંન્યાસીઓ. બ્રહ્મચારીઓ. બાવાઓની સોબતમાં બોધ સાંભળવા શું બેસીએ ? પણ સંત લોકો આપણા વેદધર્મના રક્ષકો પાલકો છે. બોધક ગુરૂઓ છે–માટે આપણે પુજવા લાયક છે–અને તેમની પાસેથી સદ્‌બોધ શીખી લેવો જોઇએ. એમ તેમણે કદાપી પણ. સાંભળેલું નથી. તેમ સ્વધર્મ સબંધીનાં પુસ્તકો વાંચવામાં પણ આવ્યાં નથી કે તે સબંધી જરા પણ વીચાર આવે. એમ તેઓ ધર્મ ગુરૂ શીવાય પોતાના સત્ય સ્વધર્મથી અજાણ્યા રહ્યા હતા. વેદમાં શાસ્ત્રોમાં સર્વ વર્ણમાં બ્રાહ્મણ શ્રેષ્ટ ગણાય છે. અને તેમાં પણ સ્વધર્મ બોધક આત્મવીત્ સંન્યાસીઓ, બ્રહ્મચારીઓ સદ્‌ગુરૂ ગણાય છે. તો તે ક્ષત્રીઓના પણ ગુરૂ ગણાય એમ રાજકુમારના સમજવામાં આવ્યું નહોતું તેથી. વખતે સંસર્ગ દોષ લાગ્યા શીવાય રહેતો નથી. (સાક્‌શ્વેત કપડા ઉપર કાળા રંગનો સંસર્ગ દોષ લાગ્યા શીવાય રહેતોજ નથી અને તે એવો ચઢેછે કે બીજા રંગો તો પાછા ઉતરે છે પણ મળીનો તો ફાટી જાય ત્યારે જ છુટે) માટે સંસર્ગ દોષ લાગે નહીં એવા બોધ કરવાને ધર્મ ગુરૂઓથી જરૂર છે. પણ જ્યારે આમ સત્ય અને યુક્તીથી સરળ સમજાવનાર મળે છે. ત્યારે તે સર્વ દોષ રૂપ મીથ્યા જાણીને શ્રીમંત પુરૂષો બીલકુલ પણ ભુલી જાય છે.

ત્રીકાલદર્શિ શ્રી સ્વામી સંત સદગુરૂ માહારાજને–આ બધી

વાતની ખબર મળી કે પેલી વ્યસની ટોળીએ રાજકુમારના મનમાં સંતના ઉપર અરૂચી થાય એવા નીંદા રૂપ વચનથી સંતોનો તીરસ્કાર કરાવી દીધો છે. અને રાજકુમાર સ્વધર્મ બોધકોને ચ્હાતા નથી. તેથી ગામના ભક્ત સુજ્ઞ આત્મ બંધુઓને પણ ખીન્નતા થઇ કે–આ દુષ્ટ બુદ્ધીના લોકોએ રાજકુમારને આકું અવળું શીખવ્યું તે સારૂં નહીં–નગ્રનીવાસી જનોનું બીજી કાંઇ રીતે જોર નહોતું–તે તો વારંવાર પરમાત્મા તરફ વિનંતી કરતા કે અમારા રાજ્યકુમાર વેદશાસ્ત્રાધાર સ્વધર્મની મર્યાદાથી ક્ષત્રીના ધર્મ સારી રીતે જાણે. અધર્મ અન્યાયનો ત્યાગ કરી નીતી ન્યાયથી વરતે–ઉદાર સખાવતથી પુરણ પરમારથી ગણાય–પ્રજાના સંરક્ષણ સારૂ બનતા ઇલાજો કામે લગાડી સ્વધર્મ બરાબર ચલાવે. સદ્કિર્તિવાન થાય. સદગુણવાન કહેવાય. અને પોતે લાંબા વખત સુધી અમો પ્રજા ઉપર આનંદથી રાજ્ય કરે–એવા આશીરવાદ સાથે પરમાત્મા તેમની નિર્મળ બુદ્ધિ કરો. !!! માંસ મદીરાના અભક્ષ્યા ભક્ષ્યથી બુદ્ધીની જડતા થાય છે. અને શરીરમાં પણ રોગ પેસે છે. અને તે પ્રજાની દ્રષ્ટીમાં રમી રહેલું હતું. તેથી ડરીને પ્રજા રાજકુમારનું સંપુર્ણ સુખ ચ્હાતીહતી. કે આ રાજકુમાર દુર્વ્યસનમાં ન પડે તો ઘણા લાંબા વખત સુધી નીર્મળ બુદ્ધીથી પોતાનું રાજ્ય ભોગવે–સ્વધર્મદિપકથી રાજ્યગાદીનું પણ શ્રેય થાય–સ્વધર્મવાન નૃપતી છે એવી રૂડી ખ્યાતી પણ વધે–જુઓને અન્યસ્થળના સાધારણ સ્વધર્મને માન્ય કરવા વાળાની પણ કેટલી બધી ખ્યાતી પસરી રહી છે? તે સર્વના સાંભળવામાં પણ હશે–હે સર્વવ્યાપક પરમાત્મા તું રાજકુમારના અંતઃકર્ણમાં સદબુદ્ધિ સહ નિવાસી થા.

પ્રજાની વીનંતી આર્દ્રહૃદયની પરમાત્માએ સ્વીકારી–શ્રી સ્વામી

સંત સદ્ગુરૂ દ્વારાએ પ્રામી રૂપ કૃપા પ્રસીદ્ધીને પામી.

પરમાત્મા સદ્ગુરૂ સ્વરૂપ છે. દીન દયાળ છે. નીત્ય છે. અજર છે. અમર છે. એક રૂપે છે અને અનેક રૂપે પણ પોતેજ છે. તેઓ સંસ્કારી અને ઊદ્ધાર કરવા લાયક–સતશિષ્યો તરફ સુબુદ્ધી રૂપ દ્રષ્ટીથી જુએ છે. માટે શ્રી સદગુરૂ દ્વારાએ સ્વાનુભવથી સ્વધર્મદીપક હાથમાં આપી રાજકુમારને પરમાત્મારૂપ વસ્તુનું ઓળખાણ કરાવ્યું–

મેઘરાજારૂપી સદ્ગુરૂ માહારાજે રાજકુમારરૂપી ચાતકના અંતર મુખમાં અમૃત વૃષ્ટીરૂપી બોધજ્ઞાન નાખ્યું–રાજકુમારરૂપી કીટને સદગુરૂ રૂપી ભમરાએ બોધ જ્ઞાનરૂપી ડંસ મારવાનો નીશ્ચયકરી પ્રશ્ન પત્રરૂપી અનુભવ બતાવ્યો–કુબુદ્ધીરૂપી સર્પની અજ્ઞાનરૂપી જ્વાળાથી બચાવવાને સદગુરૂ રૂપી વૈદ્યે બોધરૂપી અમર દવાકરી–વેદશાસ્ત્ર રૂપી બંન્ને નેત્રો ઉપર અજ્ઞાનરૂપી પાટા જેને બંધાયા છે એવા મુમુક્ષુ રાજકુમારના પાટા ખોલનાર સદ્ગુરૂના બોધે બારણુ તુરત જડયું. દોરીના ઉપર દૂરથી સર્પની ભ્રાંતી જણાતી હતી. અને દોરીને સર્પ જાણીને ભય પણ થયો હતો. એવાને સદ્ગુરૂના બોધ જ્ઞાનથી સમજાયું કે. આતો દોરી છે સર્પ નથીજ નથી. એમ શ્રી સ્વામીએ નિશ્ચયકરી આપ્યો.

શ્રી સ્વામી સંત સદગુરૂ માહારાજે બોધ જ્ઞાનપત્ર તૈયાર કર્યો–તેમાં નીચે લખેલા સાત પ્રશ્નો હતા.—

## श्री बाळ राजकुमार आत्म बंधु.

## * ( પ્રશ્નોના ઊત્તર સુબુદ્ધિનો પ્રકાશ કર્ત્તા છે. )

૧. બ્રાહ્મણ. ક્ષત્રીઓના સ્વધર્મનું નામ શું ? અને તેમને સ્વધર્મનો બોધ કોણ કરતા હશે ?

---

* ટીપ—આ સાત પ્રશ્નોના ઊત્તરમાં "स्वानुभव" અથવા "स्वधर्मदिपक" ની કીંમત સમાયેલી છે. श्रीस्वामी—

૨. બ્રાહ્મણ, ક્ષત્રીઓએ પોતાના વેદશાસ્ત્રાધાર વરણાશ્રમ ધર્મ મુજબ બાલ્યાવસ્થા-યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાને પોતાના કર્મ, ઉપાસના અને જ્ઞાનનીં મર્યાદા મુજબ કેવી રીતે વ્યતીત કરવી ? કે જેથી સતધર્મિ કહેવાય.

૩. કુસંગ શામાટે ત્યાગ કરવો ? અને સત્સંગ શામાટે વધારવો ?

૪. સ્વધર્મના ન્યાય પક્ષે પોતાનામાં સદ્‌ગુણોનો વધારો થયે પોતાને સુખ થશે કે દુઃખ ?

૫. સચરાચર વ્યાપક પરમાત્માના સ્વરૂપને શી રીતે પામવું ?

૬ પોતાના સ્વધર્મિબંધુઓ પૈકી બ્રાહ્મણ, ક્ષત્રી આદીના કલ્યાણાર્થે ક્ષત્રીકુળદીપક નૃપતીઓએ સ્વધર્મ વિદ્યાનો વધારો સુધારો કેવી રીતે કરવો ?

૭ બ્રાહ્મણ, ક્ષત્રી ( રાજ્યકર્તા )ઓનું પોતાનું કલ્યાણ-પોતાના સ્વધર્મિઓનું કલ્યાણ-અને એકંદર પ્રજાવર્ગનું કલ્યાણ-કરવાની મર્યાદા આ મનુષ્યાવતારમાંજ છે. અન્ય અવતારમાં નથી. એવા સત્ય અને ઉત્તમ વિચારોથી સર્વના કલ્યાણાર્થે સ્વધર્મનો બોધ જાહેરમાં લાવી. સર્વનું કલ્યાણ કેમ ન ઇચ્છવું ?

( આ સાત પ્રશ્નના ખુલાસા સ્વધર્મ સંરક્ષક, સદ્‌બોધક, જ્ઞાનીસંત, યોગી માહાત્માઓથી સત્ શીષ્ય ભાવે કરવા જોઇએ. )

સંત પુરષો બે પ્રકારથી છે. ૧ તપસ્વીયોગી. ૨ આત્મજ્ઞાની. ૧ તપસ્વી યોગીનું લક્ષણ—દેહદમન વૈરાગ્ય સ્વરૂપે માત્ર તપશ્ચર્યાજ કરે છે. ૨ આત્મજ્ઞાનીનું લક્ષણ—જ્ઞાની લોક બે કામ કરે છે એકતો પોતે વેદશાસ્ત્રાધાર સ્વધર્મ મર્યાદાને પાળે છે. અને જે કોઈ સતશીષ્ય હોય તેને સ્વધર્મ મર્યાદા પળાવે છે. માટે સદ્‌બોધ સારૂ આત્મજ્ઞાનીજ માન્ય પૂર્વક છે.

" **સ્વધર્મબોધક.** "

રાજકુમારને પત્ર પોહોચતાંજ મનમાં સ્વધર્મનો પ્રેમ પેસીગયો અને વિચારવા લાગ્યા કે આ પત્ર કોણે લખ્યો હશે ? મારૂં તથા મારી પ્રજાનું કલ્યાણ ચાહનાર આ પ્રશ્ન પત્રના લખનાર મારા સત્ય હિતેચ્છુજ હોવા જોઇએ—આ સાત પશ્નોના ઉત્તર મારે અવસ્ય જાણુવાની જરૂરના છે વ્યવહાર ચલાવવાને પણ ઉપયોગી છે, એટલુંજ નહી પણ સ્વધર્મ જાણવાને તો અવસ્ય ઉપયોગી છે. એવો સ્વધર્મ દેહ છે ત્યાં સુધી તો અવસ્ય જરૂરનો છે. આ લખી મોકલનાર પુરૂષ ખરેખર મારૂં ભલુંજ તાકનાર છે. મારામાં સદ્દગુણોનો વધારો તથા સ્વધર્મ બુદ્ધીનો વધારો કરવા સારૂ તેમણે મને સુચનાતો નહી આપી હોય ! !! સુચનામાં માગેલી મતલબ મને એકદમ ન સમજાય તેટલા માટે તે કોની પાસેથી જાણવી. તે પણ કૃપાસાગરે લખી દીધું છે—તો મારે તેવા સંત માહાત્માઓનો હવે થોડો થોડો વખત પણ સત્સંગ કરવોજ કરવો. દહીં વલોવતાં માખણ અવસ્ય આવશેજ. પારસના સંસર્ગથી લોહું પણ સોનું થઇ જાય છે–ત્યારે મને કેમ જાણવા નહીં મળે મળશેજ મળશે.

રાજકુમારને સંત સમાગમ કરવાની ઉત્કંઠા વધી–રામનગ્રમાં જે કોઇ વીદ્વાન ગણાતા હતા. તેઓને બોલાવી આ પ્રશ્નો પુછ્યા. પણ તે બ્રાહ્મણો આ સાત પ્રશ્ન પત્રના પરીપુરણ અર્થ બોધને જાણતા નહોતા. તેથી તેઓ બરાબર સમજાવી શકયા નહી. રાજકુમાર મનમાં સમજ્યા કે આ મારા ગામના બ્રાહ્મણોને વેદશાસ્ત્રાધાર સ્વધર્મની બરાબર માહીતી જણાતી નથી. ખેર–અન્ય કોઇને પુછીશું.

રાજકુમારે આ પ્રશ્નપત્રને કાચમાં જડાવી પોતાને બેસવા ઉઠવાની જગાએ દરવખત નજરે પડે એમ રાખ્યો કે વારંવાર તે સબંધી વિચાર આવે અને તે વીષે લક્ષ પણ રહે.

એક રાત્રીને સમય—શ્રી રાજકુમારને પ્રશ્નપત્ર વાંચતાં વીચાર થયો કે—તપસ્વી સાધુ લોકો માહાત્માતો ગણાય ખરા. પણ આત્મજ્ઞાની જેવા સ્વધર્મનો બોધ તથા આત્મજ્ઞાનનો બોધ કરનાર સતસ્વરૂપ સદગુરૂ છે. અને જગતના શ્રેય ઇચ્છનાર છે. તેવાતો અન્ય કોઇજ નહીં—મારે તો એજ સિદ્ધાંતો સમજવાના છે. માટે મારેતો તેવાનીજ શોધમાં રહેવું જોઇએ.

રાજકુમાંરનો છકલાકનો વખત રાજકીય બાબતમાં જતો અને બાકીનો વખત સાધારણ કાર્યમાં જતો અને લગભગ ખાનગી વખત આ સાત પ્રશ્નના ખુલાસાની શોધમાં જતો જેથી પેલી ટોળીમાં બેસવાનું ધીમે ધીમે બંધ થવા લાગ્યું. વેદ શાસ્ત્રાધાર સ્વધર્મનો બોધ તો થયો નહોતો પણ તેમને યાદ આવ્યું કે—મારા જાણવામાં પણ ગુજરાતી ઇંગ્રેજી ચોપડીઓ આવી. તેમાં પણ સર્વ વ્યસનને તીરસ્કાર આપેલો છે—અને કુસંગનો ત્યાગ કરવાને દરેકમા કહેલું છે. માટે ખાત્રી થાય છે કે સ્વધર્મના પુસ્તકમાંતો તેમ હોવુંજ જોઇએ—માટે આ સાત પ્રશ્નો સત્યજ જણાય છે. પણ આપણે કેમ ભુલી ગયા ? કંઇજ નહીં, માત્ર સ્વધર્મના ગુરૂઓના બોધ વીનાજ—આ મારા મનનો હવે સત્ય નિશ્ચય થયો—કુસંગનો ત્યાગ કરીને હું સુધરીશ--તો એવા દુર્વ્યસનીઓ કે જે સાધુની નીંદા કરતા હતા. તેઓને પણ સુધારીશ—આ સાત પ્રશ્નપત્રના લખનાર પોતાના આત્મ તત્વની સાથે સ્વધર્મના મર્મને સારી રીતે જાણતા હશે. અને પોતે વરતતા હશે ત્યારેજ તેમણે મને સુધારવાનો પ્રયત્ન કરેલો જણાય છે. ખરેખર મારા સુધરવાથી પ્રજામાં પણ સારો સુધારો થશે. અને મારી કીર્તિ વધશે—રાજકુમાર આનંદરૂપ થયા.

સાત પ્રશ્નો વારંવાર વાંચવા લાગ્યા—આ પ્રશ્ન લખનાર માહા-

ત્મા પુરૂષને શી રીતે બોલાવું ! ! ! તેમણે પોતાનું નામ ઠામ કશું પણ લખ્યું નથી—તેમ ન કરવાનો તેમનો શો હેતુ હશે? પણ આ પત્ર ઉપરથી ખાત્રી થાય છે કે. તેઓનો વિચાર મને સ્વધર્મને રસ્તે ચઢાવવા શીવાય અન્ય કોઇ તૃષ્ણા લોભ યુક્ત નથી—માટે તેઓ જો સ્વધર્મનો બોધ કરનાર આત્મજ્ઞાની માહાત્મા હોય તો મને આનંદ થાય—પરમાત્મા મને સ્હાય થશેજ થશે—મારો પણ તે માલીક છે. મારા માટે તથા સર્વને માટે તે દીનદયાળ છે—માસે બે માસે વરસે બે વરસે પણ શોધ કરતાં તે પ્રાપ્ત થવા જોઇએ—હવે તેમની શોધ કરવી શોધ કરવામાં જરા પણ પાછી પાની કરવી નહીંજ—

*મોટા મોટા હોદ્દા ઉપર આવેલા રાજ્યકીય અધીકારીઓ પૈકીના કેટલાએક વિદ્વાનો એમ. એ. એલ. એલ. બી. સુધી થએલા હોય છે. પણ જે કામ કરવાને તેઓ અધીકારી બન્યા છે. તેજ કામમાં તેઓ કદી વિદ્વાન ગણાય છે. કારણ તેમણે વેદશાસ્ત્રના તત્વનો વિચાર કરી સ્વધર્માધિકાર ધારણ કરેલો નથી. માટે તેઓ તેજ કામ કરવા લાયક છે. તેઓનો સ્વધર્મ સબંધી સ્વભાવજ નથી. તો તે સબંધી બોધ દેવાને તે લાયક ગણાયજ નહીં—સબબ ધર્મસબંધી તેમને પુછવાથી હાંસલ નથી. એ કામ તો ફક્ત ધર્મગુરૂઓનુંજ છે. માટે સિદ્ધાંત થાય છે કે સ્વધર્મનો બોધ ધર્મગુરૂઓ કે જેને જ્ઞાની કહે છે—તેનાથીજ થવાનો માટે તેવાની શોધ કરવી.

આ સમયમાં સર્વ નૃપતીઓના ઉપર વાલી સરકાર ચક્રવર્ત્તિપદ ભોગવે છે. એમનું મહતા પણ રાજકીય છે. ધર્મસબંધી નહીં—તેઓ

* ટીપ—આથી એમ ન સમજવું કે—સર્વ એવાજ હોય—કેટલા એક વિદ્વાનો એવા અધીકારની સાથે સ્વધર્મ જ્ઞાનમાં પણ સંપુર્ણતા ધરાવે છે. તેઓનો સમાગમ રાખવો—ર્ક્ષા—

પોતાના ધર્મસબંધીની ફરજ પોતે માન્ય કરે છે. તેમાં કેટલાએક વિદ્વાનો સ્વપરમત વેદશાસ્ત્રાધાર ધર્મ તત્વના વીચારો જાણવા માટે આપણા વિદ્વાનોથી તેના ગુપ્ત મર્મની શોધ કરે છે ત્યારે તેમાં લખેલા આચાર વિચારો હર્ષથી માન્ય કરે છે. ત્યારે વીચાર કરો કે. જ્યારે અન્ય ધર્મિઓ આપણા સ્વધર્મને સ્વીકારે ત્યારે આપણે તે અવશ્યજ ધ્યાન આપવું જોઇએ. રાજકીય બાબતોમાં તેઓ જેમ પુરતું લક્ષ આપે તેમ સ્વધર્મને માટે ધર્મગુરૂઓ પુરતું લક્ષ આપે એ ફરજજ છે—કે જેથી પોતાનો સનાતન સ્વધર્મ બગડે નહીં—સ્વધર્મ બુદ્ધી રાજકીય કામમાં પુર્ણ મદદ રૂપ છે—એટલે તેથી રાજકીય અને મોક્ષ એ બંન્ને કાર્ય સુધારે છે—તેથી રાજકારકીદીનો મુખ્ય પાયો સ્વધર્મજ છે. સબબ ધર્મગુરૂઓજ શ્રેષ્ટ છે હવે તો નીશ્ચય થાય છે કે તેવા જ્ઞાનીની શોધજ કરવી.—

સ્વધર્મના સદ્બોધની ગુપ્ત શોધમાં એક માસ વ્યતીત થયો. શોધ લાગી નહીં ત્યાં સુધી ઉત્કંઠા વૃદ્ધી પામતી ચાલી—વારંવાર પરમેશ્વર તરફ વિનંતી કરવા લાગ્યા. કે હું આપની સ્વસત્તાને તેમ આપના સ્વરૂપને કિંચીત સમજતો નથી. તો મને ઇચ્છા પૂર્વક જણાવવા. સદ્ગુરૂની પ્રાપ્તી થાઓ. પ્રભુ મારા ઉપર કૃપા કરો હું આપનો દાસછું હવ મારૂં મન તેવા નઠારા દુરાચરણીઓની સોબતમાં બેસવાનો વીચાર કરતુંજ નથી મને તો સદ્બોધનો ખ્યાલ વારંવાર આવે છે—માટે મને બોધકગુરૂની પ્રાપ્તી કરો. રાજ્યમાં ધર્મસબંધી કંઇ કામ આવે છે ત્યારે રાજગોરથી લેવામાં આવે છે. અને તે સર્વે વેદ મંત્રો ભણે છે. રાજવ્યવહારના ગોર કહો કે ગુરૂ કહો—પણ બ્રાહ્મણ છે. અને બ્રાહ્મણના ગુરૂ શ્રીમતશંકરાચાર્યની મર્યાદાથી આત્મજ્ઞાની સંન્યાસી કે બ્રહ્મચારીઓજ છે—તો તે ક્ષત્રીઓના પણ ધર્મગુ-

રૂઓ ગણાય–એમાં શંકા નહીં–કેમકે જે વેદ ભણવાનો અધીકાર બ્રાહ્મણનો તેજ ક્ષત્રીનો–માટે આ વાત રાજગોરને પુછવી.—

બીજે દીવસે રાજકુમારે રાજગોરને બોલાવ્યા–માન્ય પૂર્વક આદર સત્કાર આવી બેસાડયા–રાજકુમાર બોલ્યા ગોરકાકા–તમારોને અમારો એકજ ધર્મ હશે કે શી રીતે ?

**રાજગોર**—શ્રીપ્રજાપાલક નરેશ–આપનો અને અમારો બંન્નેનો એકજ એટલે વેદ ધર્મ કહેવાય છે–અને તેમાંજ ચારે વરણોના અનુક્રમે ધર્મ વરણવેલા છે.

**રાજકુમાર**—ગોર કાકા–બ્રાહ્મણને સ્વધર્મનો ઊપદેશ કરનાર કોણ ? અને તેઓ અમને ઉપદેશ આપી શકે કે કેમ ?

**રાજગોર**—રાજકુમાર–બ્રાહ્મણને વેદ ધર્મનો યથાર્થ ઉપદેશ કરનાર ધર્મ ગુરૂઓને સંન્યાસી કે બ્રહ્મચારી કહેવાય છે–અને તેઓ આપના પણ ધર્મ ગુરૂઓ છે–આપને ઉપવીત તો રાજગોર આપી શકે છે પણ. વેદ આધારે કર્મ, ઉપાસના અને જ્ઞાનનો બોધ તો તેવા જ્ઞાનીઓજ આપે છે કે જે મોક્ષ સ્વરૂપ છે.

**રાજકુમાર**—શાંત થયા. વિચાર સ્ફુર્યાં એ વાતતો નીશ્ચય છે કે–બ્રાહ્મણના જે ધર્મ ગુરૂઓ જ્ઞાની સંન્યાસી બ્રહ્મચારી માહાત્માઓ છે તેજ આપણા એટલે ક્ષત્રીઓના ધર્મ ગુરૂઓ છે–માટે બંન્નેનો ધર્મ પણ એક અને જ્ઞાન રૂપે સદ્ગુરૂ પણ એકજ-પણ ગોરકાકા –મારે આપને એક વાત કહેવાની છે કે–મારા ઉપર કોઇએક પત્ર આવ્યો છે–અને તેમાં સાત પ્રશ્ન લખેલા છે–આ સાતમાંના એકે પ્રશ્નનો ખુલાસો તમે આપોછો ? લ્યો આ વાંચો—

રાજગોરે સાતે પ્રશ્ન વાંચી જોયા–અતી હર્ષિત–હર્ષિત.

**રાજગોર**—પૃથ્વી પતી–આ કોઇ માહાત્મા પુરૂષના હાથના

લેખ છે. અને તે આપના ભલાનેજ માટે સમજવા સારૂ લખેલા છે. આપને આ સાત પ્રશ્નના ખુલાસા અતી ઉપયોગી છે–કોનાથી કેવી રીતે ખુલાસા કરવા–તે પણ ખુલાસો કરી લખી પણ દીધું છે–માટે ખરેખર આપે તો એ જાણવાની તાકીદજ રાખવી– (હસ્તે મુખે).

**રાજકુમાર**—આ સાતમાંથી એકપણ ખુલાસો તમે કરોછો?

**રાજગોર**—માહારાજા ધીરાજ–હું ઉપર ઉપરથી સમજાવી શકીશ–પણ વેદ શાસ્ત્રાધાર સમજાવી શકાશે નહીં. પણ તે તો જેન આપણા સ્વધર્મના આચાર્યો કે જેઓને સદગુરૂ કહે છે–તેઓથી જાણે તોજ સમજાય છે. તેઓનો ધર્મ જેને સ્વધર્મના બોધની ઇચ્છા લાગી હોય–તેનેજ પ્રેમ કરીને સમજાવવાનો છે. તમારા મનની તમામ ધારણાઓ તેવાજ પુરી કરી શકશે.—

**રાજકુમાર**—આપણા નગ્રમાં એવા આપણા સ્વધર્મનો બોધ કરનારા–સંન્યાસી બ્રહ્મચારીઓ યોગીઓ રહે છે?

**રાજગોર**—માહારાજા આપણા ગામમાં તો રહેતા નથી. પણ વખતો વખત આવી ચઢે છે ખરા–અને બ્રાહ્મણોની ઉત્કંઠાથી એ ચાર માસ રહે છે પણ ખરા–આ કળીયુગનો સમય જેથી સ્વધર્મ ઉપર શ્રદ્ધાવાન બ્રાહ્મણો અને ક્ષત્રી રાજાઓ થોડા–તેથી તેઓ જલદીથી તિર્થ તરફ ચાલ્યા જાય છે. જ્યાં રાજા પ્રજા સ્વધર્મના ઉત્સાહી દ્રષ્ટીએ પડે ત્યાં સતસંગનો લાભ આપવા સારૂ વધારે વખત નીવાસ કરે છે–કેવી તેમની પરોપકારી બુદ્ધી આ તપ કમી કહેવાય? આવીજ રીતે–હમણાં પાંચસાત માસ ઉપર આપણા સ્વધર્મનો બોધ કર્ત્તા શ્રી સ્વામી સંત સદગુરૂ માહારાજ—અત્રે પધાર્યા હતા. આપ તો તે સમયે પાઠશાળામાં હતા. તેથી માહીતી નહીં–બાકિ તો તે સ્વધર્મનો એવો બોધ કરતા હતા કે સર્વ વિદ્વાનને લાયક બ્રાહ્મણ

ક્ષત્રી મંડળી આખો દીવસ બોધ સાંભળવા શાંતીથી બેસતી-આખુ નગ્ર તેમના બોધથી પ્રેમવશ હતું. માત્ર કેટલાએક દુરાચરણી-દુરાગ્રહી-દુર્વ્યસની આવતા હતા પણ જ્યાં જ્યાં શ્રીસ્વામી. દુરાચરણ ઇત્યાદીક દુરગુણોને ફીટકાર આપતા ત્યાં ત્યાં તેઓને બીલકુલ માઠું લાગતું હતું. કારણ તેઓને એવા દુર્વ્યસનની કુટેવ છોડવી ગમતી નહીં-વખતો વખત પાછળ શ્રી સ્વામીની નીંદા પણ કરતા શ્રીસ્વામી જેવા વેદશાસ્ત્રાધાર ધર્મનો બોધ કરનાર મેંતો મારી જીંદગાનીભરમાં એમને પોતાનેજ જાણ્યા-તેમના સદ્ગુણથી તેમને હું તો પરમાત્મા સ્વરૂપજ માનુંછું.

**રાજકુમાર**—હાંહાં ગોરકાકા-મારી પાસે આવી પેલી ટોળીમાંના એચારજણ એકવખત એક સાધુ અત્રે આવ્યા હતા. અને તે દરેકને સ્વધર્મનો બોધ કરતા હતા છતાં તેઓની તે લોકો નીંધા કરતા હતા તે સાધુની વાત કે શું ?

**રાજગોર**—હા અન્નદાતાર-તેમનીજ વાત હશે હમણાંનીજ વાત છે.

**રાજકુમાર**—શું તેઓ વેદશાસ્ત્રાધાર સ્વધર્મનો બોધ આપવામાં કુશળ હતા ?

**રાજગોર**—માહારાજ જો તેઓ રૂબરૂ હોય તો આપતો તેમની પાસેથી એક ક્ષણ પણ ખસો નહીં. એવા સરળ સુગમ બોધક હતા.

**રાજકુમાર**—ગોરકાકા-કેટલાએક માણસો મને કહેતા હતા કે-તે સાધુ માહારાજ તો મધમાંસાદીક ભક્ષણ કરવાવાળા તથા વ્યભીચારીઓને અતી ધીક્કાર આપતા હતા-અને ક્ષત્રીઓની બહુ નીંધા કરતા હતા. એ વાત ખરી છે ?

**રાજગોર**—હાંનરેશ-સાધુલોકો સાચુ કહેવામાં કોનાથી ડરે ?

તેમનો તો ધર્મ છે કે તેમણે વેદશાસ્ત્રાધાર સત્યજ બોધ કરવો. જેને સ્વધર્મ પાળવો સારો ન લાગે તે તો નીંદા કરયાજ કરે. તેમાં તેમને શું. અમોને ઉધાઇ લાગવાની નથી શ્રી સ્વામીના સદ્બોધના પ્રતાપે અત્રે કેટલાએક બ્રાહ્મણો તથા ક્ષત્રીઓ ઈત્યા. એવા નીયમસર આવી ગયા છે કે સ્નાન સંધ્યા અને પરમાત્માના સગુનસ્વરૂપ પંચાયતન ( શ્રીગણેશ-શક્તી સૂર્ય વિશ્નુ અને શંકર ( શીવ )નું વેદ શાસ્ત્રાધારે પુજન કર્યા શીવાય જમતા પણ નથી. એમ પોતાના સ્વધર્મને સમજ્યા જેથી સત્ય બોલવું-નીતીથી પોતાનો ગ્રહસ્થાશ્રમ કરવો-હિંસા-દંભ-પાખંડ-અભીમાન ક્રોધ કામ ઇ૦ દુર્ગુણોથી રહીત આચરણ આચરવા લાગ્યા છે. વેદશાસ્ત્રનાં વચન સત્ય છે. અને તેજ પ્રમાણે આપણ, બ્રાહ્મણ, ક્ષત્રીઓએ વર્તમાન કરવું-એમ કરવાને જેઓ દુરાચરણી હોય. તેમનેજ આ સત્ય સ્વધર્મ સારો લાગે નહીં અને તે નીંધાકરે તેમાં શું નવાઇ ? અમોતો તેવાનું બોલવું ગણતાજ નથી-" હાથી પછવાડે શ્વાન ભલે ભસે " પોતે બરાબર સમજ્યા નથી. ભણ્યા નથી. વીચાર કરી જોયું નથી. તે પેહેલાં એવા પવીત્ર સાધુની નીંદા કરનાર ધર્માધનું મુખ પણ જોવું નહીં-એમ શાસ્ત્રમાં કહેલું છે-પણ શું કરીએ સત્ય કહીએ તો વિરોધ થાય-ત્યારે એમ કહેવા કરતાં મૌન વધારે સારૂં છે. તે તો સૂર્ય સમાન છે. એને વાદળાં ઢાંકી શકતાંજ નથી-આપની પાસે નીંદા કરનાર હું સારી પેઠે ઓળખુંછું-પણ આપે જ્યારે કહ્યું ત્યારે કહુંછું કે-એઓ બીચારાં અભણ છે. એમનો વાંક શું કાઢીએ-હશે ખેર-પણ આપને એ લોકોનો સંસર્ગ દોષ લાગ્યો નથી. એજ મોટી પરમાત્માની કૃપા સમજુંછુંને.--

**રાજકુમાર**—સંસર્ગ દોષ તો મારામાં પણ ભરાયો હતો.

અને મારા મનમાં પણ એમ થઇ ગયું હતું કે—બાવાજી સારા નહીં હોય ત્યારેજ આ લોકો નીંદા કરે છે. પણ જેની આંખમાં કમળો થયો હોય તેજ પીળું દેખે. એમ આજજ સમજાયું—હું જે અવળું સમજ્યો હતો તે મારીજ ભુલ હતી. કે મેં તપાસ કર્યા શીવાય મારા મનમાં આવા વીચારો શા માટે જમાવ્યા. એ સર્વે સોબતનાજ દોષ છે—પણ ગોર કાકા—તે બાબત પરમાત્મા પાસે હું માફી માગુંછું કે—જો મારાથી સંતની નીંદા થઈ હોય તો અજાણ્યા ગુન્હાની માફી આપજે—અને આજથી હું તેવા દુષ્ટ દુર્વ્યસની લોકોની સોબતમાં કદાપી પણ બેસનાર નથી મને તેઓની સોબત કરવી માહા ખરાબ લાગે છે—

**રાજગોર**—ધન્ય છે—અન્નદાતાર તમારી બુદ્ધીને તમારા ઉપર પરમાત્માની કૃપા થઇ કે—તમારી ધર્મ તરફ આવી પ્રેમાળવૃત્તી થઇ—આપનું રાજ્ય અખંડ અમર તપો—એજ અમારો આશરવાદ છે—હે પ્રજાપાલક ગૌબ્રાહ્મણ પ્રતીપાળ પ્યારા નૃપતી—હું પણ પરમાત્મા તરફ વારંવાર વીનંતી કરતો કે, અમારા રાજકુમાર નઠારા માણસોની સોબતમાં જો યુવાવસ્થામાં પકડાઇ જશે તો પાછળથી સુધારવા અતી દુર્લભ છે—માટે હે બુદ્ધીને સુધારનાર જગતપતી—તેમની નીરમળ બુદ્ધી કરજે તે ખરેખરજ—આજ પરમાત્માએ આપને સહાય કરી એ જોઇ મારા હર્ષનો પાર રહ્યોજ નથી.—

**રાજકુમાર**—મને પણ સ્વધર્મ અતી વાહાલો લાગે છે—પણ મને જાણવા મળતો નથી. તેથી પસ્તાવો થાય છે કે પરમાત્મા મારા ઉપર ક્યારે કૃપા કરશે—અને મને બોધ કરનાર ધર્મ ગુરૂ ક્યારે પ્રાપ્ત થશે ? ગોરકાકા તે સ્વામી માહારાજની પાસે તમે ભજન સાંભળવા કે સદ્‌બોધ સાંભળવા જતા હતા ?

**રાજગોર**—અન્નદાતાર-સત્ય કહું તો ઘણોખરો વખત તો તેઓ મારે ઘેરજ રહેતા હતા. તેમનો મારા ઉપર અત્યંત પ્રેમ હતો. અને હું પણ પૂરણ પ્રેમથી સદ્ગુરૂ પરમાત્મા તરીકેજ માનુંછું. કારણ તેઓ સાક્ષાત્ ધર્મ મણીજ હતા-મારી બરાબર યાદદાસ્તી છે. એવામાં ઘણા સંત આવી ગયા. પણ શ્રી સ્વામીની બલીહારી તેમના સત્સંગથી લગભગ નગ્ર સ્વધર્મની બાબતમાં સુધર્યું જણાય છે-ધર્મના તહેવારો જણાતા નહીં તે આખો દીવસ આનંદમાં જાય છે. સત્સંગ તે સત્સંગજ શ્રી સ્વામીનાં વખાણ તો થાય તેમ નથી. જેમ જરા અગ્ની આખા ઘાસના જંગલને બાળી નાંખે છે તેમજ શ્રી સ્વામી મહારાજના સરળ અને સદ્બોધરૂપી અગ્ની અજ્ઞાનરૂપી મોટા ઘાસના વનને બાળી નાંખે છે. અને નિર્ભય થાય છે-મારો પણ એવો વીચાર નીત્ય થતો હતો કે આપને તેમના સત્સંગનો લાભ લેવાને કહું-પણ અમો આપના આશ્રીત બ્રાહ્મણ આપનું રજક ખાવું. માટે લાંબા વિચારે શાંતી વખતે કહેવાનો વીચાર કરી આપને આ વાત કરી નહોતી.-અમારે ધર્મ સબંધીનો વિચાર કરવો તે ફકત આપનેજ માટે-કેમકે જેવા રાજા હોય તેવી પ્રજા પણ થાય છે; માટે આપનેજ સમજવા જેવું છે.-આપજ મને પુછવા રૂપ થયા ત્યારે આપજ પુર્ણછો. આપનું પ્રારબ્ધ મોટું તે મોટું.—

**રાજકુમાર**—ગોરકાકા-એવાં વખાણ તમે શા માટે કરો-તમે અમારા આશ્રીત ગણાઓ ખરા-પણ અમારા ગોર કહેવાઓ તેથી એક રીતે તમે અમારાથી મોટા અને તમે બ્રાહ્મણ અને અમો ક્ષત્રી-તો તેમ પણ તમેજ મોટા-રાજ્યની ઉપાધીને લઇને અમારૂં પ્રારબ્ધ મોટું શાનું ? તમને બ્રાહ્મણોને પરમાત્માએ મોટા કર્યા છે-કે હમો રાજા સરખા પણ તમને હાથ જોડીએ.

**રાજગોર**—ધન્ય છે માહારાજ તમારી બુદ્ધીને-અમારા નગ્રનો આજ સૂર્ય ઉદય થયો. જ્યારે આપ અમને શાસ્ત્રાધારે માનશો. ત્યારેજ તમારૂં કલ્યાણ છે-ખરેખર બ્રાહ્મણોજ શ્રેષ્ટ છે. પણ પોતાના ધર્મ કર્મથી રહીત થયા-ત્યારે અરધા પૈસાને માટે ઘરોઘર ભીખ માગવી પડે છે-બાકી આપ કહોછો તેમજ છે. ધન્ય છે અન્નદાતાર-આવી નિર્મળ બુદ્ધી આપની સદાકાળ અમર રહોને સ્વધર્મ વધારો—

**રાજકુમાર**—સ્વધર્મ પાળવા સબંધી આપેજ અમને રૂડો બોધ સમજાવવો જોઇએ કે તમે સત્સંગ વધારો. પણ તમો તો કોઇ દીવસ પણ કહ્યું નથી.

**રાજગોર**—માહારાજ-પુખ્ત ઉમર થયા શીવાય સ્વધર્મનો સદ્દબોધ સમજવા જેટલી બુદ્ધી ઉત્પન્ન થતીજ નથી. હમણાં હમણાંજ તમારી બુદ્ધી ખપમાં આવવા લાયક થઇ છે-અને એટલાજમાં તો પરમાત્માની કૃપા સમજાઈ-એટલે "ભાવતું હતું અને વૈદ્યે કહ્યું" એમ સુખકર અનાયાસે થઇ પડયું-એટલે આનંદ-આનંદ-એક રીતે જોઇએ તો મનમાં ગુંચાતા પણ હતા કે-આપના અંતઃકર્ણમાં દુર્ગુણો નુકશાનકારક છે અને સદ્દગુણો લાભજનક છે. એમ સમજી પેલા દુર્ગુણીઓને પોતાની મેળેજ દુર ના કરો ત્યાં સુધી તે લોકોના પુરણ જોરથી. અમારી કેટલી બધી સારી વાત પણ-મારી જાય-અને એક વખત અમો બ્રાહ્મણની મર્યાદા મરી જાય તો પછી "**ब्राह्मण**" શબ્દ કેટલો વજનદાર છે-તેનો વીચાર થાયજ નહીં-એટલા માટે હું ઉતાવળ કરતો નહોતો-બાકી કહેવાનો વીચાર તો ઘણા દીવસથી હતો. અને સત્ય કહેવડાવો તો અમે તો બેશરમા થઇને પણ કહેત-કેમકે અમારો તમારી સાથેનો ધર્મજ છે-આપને

અમો કહેવા લાયક છીએ. અને આપ સાંભળવા લાયક છો. રૂબરૂજ કહીએ-ઇશ્વરની કૃપા છે ત્યાં સુધી જુઠું બોલવાની જરૂર નથી-વળી એટલું પણ આપને વીદીત કરીએ છીએ કે-શ્રી સ્વામી સંત સદ-ગુરૂના બોધનું વખાણતો બ્રહ્માદીકથી પણ-થઇ શકવાનું નથી-તો આપ અને અમો શા હીસાબમાં છીએ-છતાં ખાત્રી કરી જોશો તે સમયે તરત આ વાત સાચી થશે-હીરો પરખાયા શીવાય રહેતો નથી. પછી પરીક્ષકની પરીક્ષા કરવાની જેટલી કમી દ્રષ્ટી તેટલી કીમત પણ કમી કરે-છતાં હીરોતો અમુલ છે તેજ છે.

**રાજકુમાર**—ગોર કાકા આ પ્રશ્ન પત્ર તેમણે તો લખી નહીં મોકલ્યા હોય ? મને તો એમજ નીશ્ચય થાય છે.

**રાજગોર**—માહારાજા ધીરાજ તેમ પણ હોય-મને પણ તેમજ સંભવે છે-પછી તો પરમાત્મા જાણે-વખતે અન્ય કોઇ માહાત્માનો હોય-છતાં આપ નીશ્ચય કરોને સંત સમાગમ વધારો એટલે સર્વ માલમ પડશે.—

**રાજકુમાર**—એવા માહાત્માઓ કે જેનાં દરસન પણ કલ્યાણ રૂપ છે. તેઓનો બોધ લાભ આપણને શી રીતે મળે ?

**રાજગોર**—આપગાદી પતી માલીક છો. આપને શું વાત મુશકેલ છે. આપ તેમને પધરાવવા ધારશો તોપણ કરી શકશો-અને આપ તેમની પાસે પધારશો તોપણ કરી શકશો-પછી આવી પ્રેમ ઘેલછાની શંકાશું ? ( રાજકુમાર સ્વધર્મ પ્રેમાધીન થયા છે માટે પ્રેમ ઘેલછા કહી ) મને તેમના હાલના મુકામની માહીતી નથી. પણ કોઇ કોઈ સમયે તેમના આજ્ઞા પત્રો મારા ઉપર આવે છે ખરા—

**રાજકુમાર**—ગોરકાકા-બધા વિચારો કરવા છોડી દઇને શ્રી સ્વામીને પધરાવવાનો વીચાર અમલમાં લાવી પત્ર લખો કે કૃપા ક-

રીને અત્રે પધારો–તેમાં પેલી હકીકત લખશો કે શી રીતે ?

**રાજગોર—**માહારાજ અત્યારેજ આપની આજ્ઞા મુજબ કરૂંછું. ને હકીકત લખવાની કશી જરૂર નથી–કારણ સંત લોકોનો સ્વભાવ ગંગાજી સમાન છે–એક જણ પુરણ પ્રેમથી સ્નાન કરી શ્રી ગંગાજળ આરોગે છે. અને એક જણ તેમાં મળ ધુએ છે–ગંગાજી એકના ઉ-પર પ્રીતી કે ક્રોધ રાખતાં નથી–તેને તો સર્વ સમાન છે–જે જેવું કામ કરે છે તેને તેવુંજ ફળ પ્રાપ્તી થાય છે–એટલે સંતતો સદા કૃપાવાનજ સમજવા–આપને તે દુષ્ટ લોકોએ અવળું ભરાવી દીધું–એ વાતની ધારો કે તેમને માહીતી થઇ હશે તોપણ તેમણે તો તમારા ઉપર કેવો પ્રેમ ભરેલો પત્ર લખ્યો ગણાય ? ! ! મને તો સત્યજ ખાત્રી છે કે આ પ્રશ્ન પત્ર તેમના તરફથી છે. પેલા લોકોના બોલવા ઉપરથી આપ અન્ય ભાવ લાવ્યા પણ જ્યારે સત્ય સમજ્યા અને સ્વધર્મને સાચો જાણ્યો ત્યારે તે વાતનો આપને કેટલો પસ્તાવો થાય છે એ ઓછું છે ? બાળકના ગુન્હાને માટે માતા પીતા ક્ષમા આપે તેમાં નવાઇ શું–એમજ સદગુરૂઓ છે–વરસાદને ગાળો આપ-નારના ઘર ઉપર મેઘ રાજા પથ્થરનો વરસાદ વરસાવતો નથી. તે તો સર્વને સમાન ભાવથી જુએ છે–માટે આપ અતી ગંભીર સ્વભાવ રાખો–એમાં શું ? ચાલ્યાં જાય છે–ભુલ હતી તો સુધરી અને સુધ-રશે–પણ પહેલાં ભુલ છે એમ સમજોજ નહીં–ત્યારે સુધરો શી રીતે ? મનમાં કંઇપણ શંકા કરવીજ નહીં. આજ આપની આજ્ઞા મુજબ પત્ર લખુંછું—

**રાજકુમાર—**હા તરત પત્ર લખો–ગોર કાકા–આપનાજ બોધથી આટલી શાંતી વળે છે તો શ્રી સ્વામીના બોધથી તો મને ઘણુંજ આનંદ થશે એમ લાગે છે—

**રાજગોર**—હા માહારાજ–સોનું અને વળી સુગંધી–એક તો સંત સેવા. અને બીજી રીતે સ્વધર્મનો સદ્બોધ અને હરી કિર્તન–અત્યંત આનંદ આનંદ–હવે હું રજા લઊછું–આશરવાદ દઈને રાજગોર ઘેર ગયા–અને રાજકુમાર પણ–કચેરીનો વખત થયો હતો તેથી રાજકચેરીમાં પધાર્યા.

કચેરીનું કામ પરવારી, નજર બાગમાં એકલા બેસીને પોતાના મનથી નીશ્ચય કરવા લાગ્યા કે–મનુષ્યાવતારમાં સંત સમાગમનો સદ્બોધ–એ સ્વધર્મને અવસ્ય ઊત્તેજન રૂપ છે–પણ જ્યારે સારી પેઠે સમજાય ત્યારે આનંદ થાય–જ્યારે આપણે આ વાત પ્રેમસર જાણવી ત્યારે તો કમીમાં કમી બે કલાક તો સત્સંગમાં જવાજ જોઇએ–સવારમાં આઠથી તે નવ સુધી એક કલાક–અને સાંજ પોહોરના પાંચથી તે છ સુધી એક કલાક–એમ બે કલાક શ્રી સ્વામીજીથી સ્વધર્મનો બોધ સાંભળવો, એમાં પણ અભ્યાસની અવસ્ય જરૂર છે–કેમકે એક દમ સમજવો અતી દુર્લભ છે. બુદ્ધી કઠોર છે–માટે જો પ્રારબ્ધ જોર કરે તો સદ્ગુરૂ માહારાજની કૃપા થતાં તો વાર લાગતીજ નથી. પરમાત્મા સાક્ષ જોઈએ એટલે આનંદ—

શ્રી રાજકુમારના પૂર્ણ પ્રેમવડે લખેલા પત્રથી શ્રી સ્વામી અતી આનંદ યુક્ત શ્રી રાજ્ય નગ્રમાં પધાર્યા–શ્રી રાજકુમારે પૂર્ણ પ્રીતીથી વાજતે ગાજતે આદર સત્કારથી પધરાવ્યા–અને વારંવાર નમસ્કાર કરવા લાગ્યા–કે મારા અપરાધની ક્ષમા હોજો–શ્રીસ્વામી ત્રીકાલ દાર્શી હતા તેથી રાજકુમારની મનોવૃત્તીને ઓળખી આશરવાદ આપ્યો.

પહેલ વહેલાં વેદ શાસ્ત્રાધારે કર્મના મંત્રો રાજકુમારને ભણાવ્યા. પછી ઉપાસના મંત્રના ન્યાસ ધ્યાન–તથા ષોડસોપચાર યથાવીધી પંચાયતન પુજન તથા સ્તોત્ર પાઠો શ્રી સ્વામીએ જાતેજ

શીખવ્યું–અને પછી સ્વધર્મ બોધનો આરંભ કર્યો. વેદશાસ્ત્ર પ્રમાણે કર્મ, ઉપાસનાની અનેક અનેક પ્રેમ ભાવના રૂપે પ્રભુ કીર્તન ગાવા લાગ્યા–રાજકુમારને સારાં સારાં પ્રેમી જ્ઞાની વૈરાગી પદ બહુ સારાં આવડ્યાં. બ્રાહ્મણ–ક્ષત્રી–વૈશ્ય–અને શુદ્રના વેદશાસ્ત્રના આધારે શું શું ધર્મ છે–તે તમામ યાદદાસ્તમાં આવ્યા એક માસના બોધમાં શ્રી રાજકુમારનું મન શ્રી સ્વામીના ચરણમાં લોટયું–રાજકુમાર શ્રી સ્વામી સદ્દગુરૂને પરમાત્મા સ્વરૂપ માનવા લાગ્યા–જેને જ્યાં સુધી જે વસ્તુની માહીતી નથી હોતી ત્યાં સુધી માણસ તે વસ્તુના ગુણની નીંદ્યા કરે છે–પણ તેના સદ્દગુણની માહીતી થાય છે ત્યારે તે જે નીંદ્યા કરવાવાળા હોય છે–તેજ પુરૂષ પાછા જશ ગાવા લાગે છે–રાજકુમાર આધીન આધીન રહેવા લાગ્યા. શ્રી રાજકુમારની ઇચ્છાથી શ્રીસ્વામીએ "**स्वानंद स्वधर्म कल्पतरु** અને **अद्वैत चिंतामणि**" નામના ગ્રંથનો આરંભ કીધો. બાર માસ પર્યંત સત્સંગના પ્રભાવે આ એક ગ્રંથનું વંચાણ સરળ ખુલાસા સાથે બોધરૂપ ચાલ્યું–એટલા વખતમાં તો રાજકુમાર એવા સદ્દગુણી દીસવા લાગ્યા કે–કંઇ મણા નહીં. તેમાં વળી બેજ કલાકનો સત્સંગ–પણ રાજકુમાર એવો દ્દઢ અભ્યાસ કરતા કે શ્રી સ્વામી જે શ્લોક કહેતા તે યાદમાં રાખી તેના અર્થોનું શ્રેષ્ટ મનન કરતા–કદાપી ભુલી જતાજ નહીં. યાદદાસ્ત સારી હતી. જેથી અભ્યાસ સારો વધ્યો–સ્વધર્મમાં જે પુરૂષ ચતુર અને કુશળ ગણાય છે તે વ્યવહાર કાર્યમાં પણ એવા વીદ્વાન અને શાણા ગણાય છે કે, કંઇ મણા નહીં. રાજ કચેરીના તમામ માણસો પણ રાજકુમારથી હર્ષ પામતા. રાજકુમારની બુદ્ધી સારી વધી. રાજકીય બાબતોમાં બહુ ગર્ભિત તપાસ ચલાવતા. તેથી પ્રજા તેમની ચતુરાઇનાં વખાણ કરતી–જે પુરૂષ

"સંધ્યા" એટલે શું તે પણ જાણતા નહોતા. તે પુરૂષ શ્રદ્ધા પૂર્વક ત્રિકાલ સંધ્યા કરવા લાગ્યા. પરમાત્માના પંચાયતન સ્વરૂપ અનુક્રમે શ્રી ગણેશ શકતી–સૂર્ય–વિશ્નુ–અને શંકરની સોડષોપચાર પુજા કેમ કરવી તેની જેને માહીતી નહોતી. તેવા પુરૂષો આઠ વાગ્યા પહેલાં સ્નાન–સંધ્યા–દેવ પુજા–ગુરૂ પુજા સ્તોત્ર પાઠ કરી પરવારી કથામાં આવતા કહો કેટલી શ્રદ્ધા કહેવાય? વેદશાસ્ત્રાધાર બ્રાહ્મણ ક્ષત્રીના ધર્મ જાણીને પોતાના સ્વવર્ણાશ્રમ ધર્મ મુજબ પોતાના ગ્રહસ્થાશ્રમને આચરવા લાગ્યા.–સત્યવાદી તો મુળથીજ સમજાતા હતા–અભક્ષ્યા ભક્ષણ કરવાવાળા કુસંગીઓ પોતાના સ્વધર્મ વિરૂદ્ધ કર્મોથી પસ્તાતા પસ્તાતા રાજકુમાર પાસે આવતાં શરમાવા લાગ્યા, કે આપણે શું મોઢું લઇને બાપજી પાસે જઇએ. આપણે સંતની નીંદા બીના અપરાધે કરી તેનું ફળ આપણને એ મળ્યું કે આપણે એવા દુષ્ટ બુદ્ધીવાળાજ રહ્યા. અને રાજકુમાર દેવ સ્વરૂપ થયા–એવી રીતે રાજસંસ્થાનમાં સ્વધર્મનો મોટો જયો વધ્યો. રાજકુમાર સ્વધર્મથી યથાર્થ જાણીતા થયાછે–જેથી બ્રાહ્મણોને સ્વધર્મકર્મ ભણવાનો અતી ઊત્સાહ થયો. કેમકે તેમને વારંવાર શુભ તીથીઓમાં વૃત્તો (સોમવાર ચતુર્થિ–અષ્ટમી–પુર્ણીમા) તથા–દેવ પુજન–અનુષ્ટાન–કે ગ્રહનો જાપ વીગેરે તથા ગણપતી–જગતંબા–શીવ ઇ૦ ના ઉપર અભીષેકાદી સુખરૂપ ક્રીઆઓ કરવી પડતી. જે કર્મ મંત્રોથી અજાણ્યો હોય. તો તેને વરૂણીમાં વરાવતા નહીં–જેથી તેમને અવશ્ય ભણવાની જરૂર પડી–જેઓ મંત્રને બદલે અગીઆરી ભણી ઢોલ વગાડાવવાવાળા હતા. તેઓ વખતે વખતે દ્વેશા ભાવના શબ્દો બોલતા. કે આ શ્રી સ્વામીએ લાકડું ઘાલ્યું. અમારૂં ગાડું ગમે તેમ નભતું હતું. તે હવે નભનાર નથી. કારણ રાજકુમાર સર્વ મંત્રોથી

જાણીતા થયા છે. આ વાત રાજકુમારના કાન ઉપર જતી પણ પોતાના ગંભીર સ્વભાવને લીધે કંઈ પણ કહેતા નહીં. અને મનમાં સમજતા કે શું કરે બીચારા અજાણ છે—તેથી અવીદ્યાના જોરે પોતાને નુકશાન થયું એમ માને છે—પણ શ્રી સ્વામીએ જેવો તેમના સ્વધર્મને દિપાવ્યો અને એમનાં બાળ બચ્ચાંને જાગૃત કર્યાં—એ તેમના ઉપર કેટલો બધો ઉપકાર છે? અજ્ઞાનને લીધે શ્રી સ્વામીની ભુલ કાઢે છે. માટે તેમના અજ્ઞાન ઉપર ક્રોધ કરવો નહીં.

સ્વધર્મરૂપી દીવો ઉત્પન્ન થવાથી. પોતાના પરમાત્માના ભાનરૂપી રત્નને સુબુદ્ધીરૂપી દ્રષ્ટીવડે રાજકુમારે ખોળી કાઢવાનો પુરો અને સત્વર પ્રયત્ન કર્યો—શ્રી સ્વામીરૂપી સદ્દગુરૂ કૃપાએ પરીક્ષક થઇ અજરતા. અમરતારૂપી અમુલ્ય કીમત સ્વરૂપ બન્યા—પુરણ આનંદ સાથે પરમાનંદ સ્વાનંદનું સ્વયંભાન પ્રકાશમાન થયું. (અવિદ્યા) ઉપાધીનો તો સમુળો વિનાશ થયો. અને પરમાત્માની પૂર્ણ કૃપાથી. રાજકુમાર દેશ પ્રસીદ્ધીમાં ગણાવા લાગ્યા. પોતાની યુવાવસ્થા ખરી અને આવા મોટા રાજ્યની રાજ સાહેબી પણ ખરી. છતાં—કુસંગ—કામ—ક્રોધ—અહંકાર—લોભ—મમતા—ઇર્ષા—નીંદા. ઈ૰ અવગુણોના અર્થ સ્વરૂપની ગુરૂ કૃપાએ પરીક્ષા થવાથી એ દુઃખકારક અપરાધો ઉત્પન્ન ન થાય. તેટલા માટે પરમાત્મા તરફ વારંવાર વીનંતી કરતા કે, એ કામ ક્રોધાદીક દુશ્મનો એવા બળીષ્ટ છે કે—દેવ—દેવતાઓ ઇ૰ ને પણ. ચઢેલા પાડયા છે—ત્યારે આ મનુષ્ય લોકના માનવીની શી માઝા છે—? જ્યારે પરમાત્માજ કૃપા કરે ત્યારેજ એ ચંડાળોથી પોતાની જીત થાય—માટે પ્રભુ આપ અમને એવી સુબુદ્ધીના પ્રેરક થાઓ કે પોતે એવા શત્રુઓનો પરાજ્ય કરી લઇએ—અને આપના ચરણમાં નિર્વિઘ્ન નિવાસ કરીયે—(જીવપણું ભુલી જઇને શીવ સ્વરૂપ સમજીએ.)

ખરે ખર પરમાત્મા પાસે આપણે કશું પણ માગવાનું નહીં. માત્ર એક " **सुबुद्धिज** " સુબુદ્ધીથી પોતાના સ્વધર્મ ઉપર દ્રઢપ્રીતી ચોંટે છે—બીજું સુબુદ્ધીથી પોતાના શરીરના સંસ્કારાર્થે જે કંઇ વ્યવહાર કાર્ય થાય. તે કામ—ક્રોધ—લોભ—અભીમાન—અસત્ય હિંસા આદી અવગુણો રહીતજ થાય—ત્રીજું સુબુદ્ધીથી એવા તમામ કામમાંથી યુક્તી પુરસ્સર મુક્ત થઇને. પોતાના પરમાત્માને પ્રસન્ન કરવા માટે સંત સમાગમમાં કર્મ ભક્તી નીપુર્ણ શ્રદ્ધાથી જ્ઞાન જાણવાની. ઇચ્છા થાય છે. અને આખરે જીવનું શીવ સ્વરૂપ સમજાય છે. જીંદગાની સફળ થાય છે—અને ઉદ્ધારમાં જાય છે. ખરે ખર " સુબુદ્ધીજ " અતી જરૂરની છે. શ્રી સ્વામીજીએ મને તો જે લાભ આપ્યો છે. તે અમૂલ્યજ છે. શ્રી સ્વામીના ચરણમાં ત્રૈલોકયની સમૃદ્ધી સેવા સારૂ કમી છે. " સદ્બોધની કીંમત થઇ શકતીજ નથી " સુધારો માહા મુશકેલીએજ થાય છે—ધન્ય છે સંત મહાત્માઓ—તમારા જેવા પરમારથી વેદશાસ્ત્રની રીતે બીજાકોઇ ગણાતાજ નથી. એજ " સ્વાનુભવ "

ઉદાર—પરમારથ દાન પુન્ય સંયોગથી રાજકુમારની ખ્યાતી ઘણી વધી. પ્રજા જયજય ધ્વની બોલવા લાગી. સર્વાનંદ થઈ રહ્યો. એક દીવસ રાજકુમારને વીચાર ઉત્પન્ન થયો કે—જે સદ્વિદ્યા ગ્રંથોના સદ્બોધથી પોતાનો સુધારો થયો જણાયો—તે સદ્બોધ ગ્રંથો આખા દેશના વિદ્વાન બ્રાહ્મણો, ક્ષત્રી નૃપતીઓ, અને બાલરાજકુમારોની માહીતીમાં સરળ શીક્ષાની પદ્ધતિએ શ્રી સ્વામીના મુખથી શ્રવણ થાય તો સર્વનું કલ્યાણ કલ્યાણ થાય. જ્ઞાની લોકો એવીજ રીતના વીચારે જગત માત્રને સ્વધર્મનો બોધ કરે છે—તેમાં એક તો પોતાનું કલ્યાણ કરે છે. અને બીજું જે કોઇ આ સદ્બોધ જાણે છે તેનું પણ કલ્યાણ થાય છે. ત્યારે આપણાથી બને તેટલું

આપણે પણ સ્વધર્મના સંરક્ષણ સારૂ પરમારથ કલ્યાણની ઇચ્છા કરવી જોઇએ શ્રી સ્વામી માહારાજને પ્રેમથી પુછયું. શ્રી સદગુરૂ માહારાજ—આ ગ્રંથ હસ્ત લેખક છે—એમાં ઘણું ગુપ્ત શોધન કરીને વેદના, શાસ્ત્રોના સ્મૃતીઓના—પુરાણના અને સ્વાનુભવ યુક્તીના અનેક દ્રષ્ટાંતો સહ સદબોધ છે—" **स्वानंद स्वधर्म कलपतरु** અને **अद्वैत चिंतामणि** " તેમના અર્થ પ્રમાણે તે ગ્રંથ કેવળ પરોપકારાર્થ બોધક છે—આ પુસ્તક આપની આજ્ઞાનુસાર છપાવી વિદ્વાન સજ્જન બ્રાહ્મણોના કરમાં તથા ક્ષત્રી કુલદીપક રાજવંશીય માહારાજાઓ તથા રાજકુમારોના કરમાં, તથા જે કોઇ તેની ઇચ્છા કરે તેના હસ્તમાં મુકી. સ્વધર્મને જાગૃત કરવા સરવેને આ અદ્વૈત બોધામૃતનો લાભ આપવા કૃપાવાન થશો.

શ્રી સ્વામી બોલ્યા—રાજકુમાર—જે પુરૂષો સ્વધર્મની બાબતમાં ઊંચ વિચારો ધરાવે છે. તેજ જગત માત્રનું ઉદ્ધાર આશ્રયથી સર્વ વાતે રક્ષણ કરે છે—ક્ષત્રી રાજાઓના ધર્મ છે કે—એવા સત્ પુરૂષોના લખેલા પોતાના સ્વધર્મની ઊન્નતીના જે જે ગ્રંથો હોય—તેને સત્ય યુગના રાજાઓની માફક માન્ય આપી લેઇ જગત પ્રસિદ્ધીમાં મુકવા —એમાં બે લાભ થાય છે—આપણને જાણવા મળ્યું. અને તેનો પરી પુરણ લાભ બીજાઓને પણ આપી શક્યા—માટે તમારી સુબુદ્ધીના પ્રમાણે પરોપકારાર્થે સદ્દબોધ થવા સારૂ સ્વદેશીઓને અવસ્ય લાભ આપો—કૃતારથ થઇને કૃતારથ કરો, તમે સુધરો તમારા પુત્રોને પણ—તેમ સુધારો—

છ માસમાં **स्वानंद स्वधर्म कलपतरु** અને **अद्वैत चिंतामणि"** સારા કાગળોમાં છપાઈ તૈયાર થઇ પુસ્તક આવી ગયું—શ્રી રાજકુમારે પોતાના સમાન રાજા ધીરાજ માહારાજાઓ તથા રાજ-

કુમારો તરફ આ પુસ્તકની પાંચ પાંચ નકલ મોકલાવી-તથા કેટલા એક ગ્રંથો વીદ્વાન બ્રાહ્મણોને દાનમાં આપ્યાં-પોતાની પ્રજાને સુધારવા જ્યાં જ્યાં મોટાં મોટાં ગામ હતાં ત્યાં ત્યાં પોતાના નોકર વર્ગના સ્વધાર્મિ બંધુઓને આ પુસ્તક આપી કૃતાર્થ કર્યા બોહોતેર દેશના રાજાઓની લાયબ્રેરીઓમાં ગ્રંથ પ્રસીદ્ધીને પામ્યો પ્રજા સ્વધર્મ ઉપર સારી સ્થીતી ભોગવવા લાગી. જ્યાં જ્યાં આ પુસ્તક ગયું ત્યાં ત્યાંના લોકોને અત્યંત પ્રેમ થયો-જે કોઇ કર્મ ઉપાસના યુક્ત જ્ઞાનની ઊતકંઠા વાળા બ્રાહ્મણો હતા તેઓ શ્રી રાજકુમારને આશરવાદથી "સ્વધર્મિ" માન્ય કરવા લાગ્યા—

જે ક્ષત્રી રાજકુમારો-અને માહારાજાઓ-સ્વધર્મ સુધારાની પાયરી ઉપર સ્વધર્માભીમાની ગણાતા હતા-તેમણે તો પરમાત્માને વીનંતી કરી કે અમારા ક્ષત્રી કુલોમાં આવા બધા સ્વધાર્મિ રાજાઓ થાય-તો અજ્ઞાનનાં કાર્ય કે જે દારૂ માંસ શરીરાદીને બગાડે છે તે પેસે નહીં-વળી હમો જે વેદ કર્મ ઉપાસના અને જ્ઞાનથી ઊતરી ગયા છીએ અને અન્યાય અધર્મનાં કર્મ કરીએ છીએ-સંત સાધુ જ્ઞાની માહાત્માઓને પણ માનતા નથી-સમાગમ કરતા નથી-તે સર્વ નાશ પામી સુધરે--એવી રીતે વારંવાર રાજકુમારના વખાણ થવા લાગ્યાં-જેના જેના હસ્તમાં પુસ્તક ગયું તે તો આનંદ રૂપજ થઇ ગયા-જે માહાત્મા પુરૂષો વેદ શાસ્ત્રાધાર ગ્રંથની ઊતકંઠા વાળા હોય છે તેવા એ-તથા-જેમાં સ્વધર્મની યુક્તીઓ અર્થ સહ લખેલી હોય છે-તેવી યુક્તીને ગ્રહણ કરવાવાળા ચતુર પુરૂષોએ-તથા વિદ્વાન-પંડીત -રાજાઓ આદી સુજ્ઞ જનોએ પોતાને નીત્ય વાંચવાની ઇચ્છાએ આ પુસ્તક પોતાના હૃદય રૂપી લાયબ્રેરીમાં-મુકયું-જેઓ ભણેલા નથી. અથવા જેઓ સંસારના દુરાચરણમાં મસ્ત બની ગયા છે-એવા સુ-

બુદ્ધીની ખોટવાલા અધમ પુરૂષોએ આ પુસ્તકની કેવી દશા કરી હશે તેનો વીચાર સર્વ કરી લ્યો— ( કાંતો બાંધ્યું રહ્યું અને કાંતો છીકણી વાળાની દુકાને )

થોડે થોડે શ્રી સ્વામી પાસે બીજાં કેટલાએક–કર્મ–ભક્તી અને ગ્નાનના અનુભવ વાળાં તથા વીવેક વૈરાગ્યાદીક સાધન સંપન્ન આત્માના બોધ રૂપ પુસ્તકો તૈયાર કરાવી, જગત્ ઉપકારાર્થે રાજકુમારે પ્રસીદ્ધીમાં મુક્યાં અને પરમારથી કહેવાયા.

સદ્ગુરૂના પ્રતાપે થાડા પરીશ્રમે પોતાના સ્વધર્મની ઇચ્છા કરનાર આ રાજ્યકુમારે ગ્નાનના પ્રતાપે રાજકારકીર્દી ઘણી સારી ચલાવવા માંડી અદલ ઇનસાફ આપવા લાગ્યા. લાંચ લુચ્ચાઇ–ચોરી –ચાડી વ્યભીચાર ઈ૦ અન્યાયો બીલકુલ ગુપ્ત થયા. બ્રાહ્મણ ક્ષત્રીઓ પોતાના સ્વધર્મ ઉપર ચાલવા લાગ્યા. રાજ્યમાં સારા સારા યજ્ઞો સ્વધર્મ અનુષ્ટાનો વાર તેહેવારે દેવતાઓનાં પુજન અતી પ્રેમથી વેદશાસ્ત્રાધાર થવા લાગ્યાં–સદ્ગુણનો સૂર્ય ઉદય થવાથી દુરગુણ રૂપી અંધકાર બીલકુલ નષ્ટ થયો—

રાજકુમારે પોતાના રાજ્ય નગ્રમાં સ્વદેશ હીતબોધક સ્વધર્મ શીક્ષણ પાઠશાળા સ્થાપી તે બાબતમાં વરસમાં બે સભાઓ ભરવી એવો ઠરાવ કર્યો–સંત સમાગમ તો નીત્ય ખરોજ ખરો–શ્રી સ્વામીની સેવા અને સ્વધર્મનો સુધારો કરવાથી રાજકુમારે અખંડ કીર્તી સંપાદન કરી–અને હાલ આનંદમાં પોતાના રાજ્યકાર્ય વ્યવહાર સારી રીતે કર્યાજ કરે છે–ઉદાર પરમારથી રાજકુમારે પોતાના રાજ્યમાં પંચાયતન સ્વરૂપનાં દેવાલયો શીવાલયો–તથા પુસ્તકાલયો કરી સ્વધર્મ વૃદ્ધીના પ્રયત્નો ચાલુ કર્યા છે–અને ત્યાં ત્યાં સ્વધર્મ બોધક સંત લોકોનો નીવાસ પણ કરાવ્યો છે–અને પ્રજા વર્ગના ઉંચ બુદ્ધીશાળી પુરૂષોએ તે તરફ સારૂ લક્ષ આપેલું જણાય છે–એ સર્વસ્વધર્મનોપ્રતાપ—

ધર્મશાળાઓ, દવાખાનાં, વાવ, કુવા, તળાવ, વીગેરે કરાવીને-સ્વદેશ વૃદ્ધીના તેમ સુધારાના પ્રયત્નોને અનુભવી માણસોથી પ્ર-દીપ્ત કર્યાં છે-તેથી પ્રજા સ્વધર્મથી અને સ્વદેશ ઉન્નતીથી એમ સર્વ વાતે આનંદ સ્વરૂપ થઈ છે.

જેને રાજ્યકુમારોને સ્વધર્મનો સદ્ઉપદેશ થાય છે. તે આવીજ રીતે-સ્વધર્મનો, સત્સંગનો-સત્યકિર્તિનો પુરણ લાભ લેઇ શકે છે.

સદ્બોધ લાયક બનો, સત્સંગના પ્રેમી થાઓ, સ્વધર્મને ઉત્તેજન આપો-સ્વસ્વરૂપ બ્રહ્મ પરમાત્માના અદ્વૈત સ્વરૂપ રૂપ થાઓ.—

ॐ ॐ ॐ शांतिः ॥

ब्राह्मण क्षत्रिय विशस्त्रयो वर्णा द्विजातयः ॥
श्रुति स्मृति पुराणोक्त धर्म योग्यास्तुनेतरे ॥
तस्माद्द्वर हर्वेदं द्विजोऽधियीत वाग्यतः ॥
धर्मशास्त्रे तिहासादि सर्वेषां शक्तितः पठेत् ॥
श्रुतिः स्मृतिश्च विप्राणां नयने द्वेविनिर्मिते ॥
एकेन विकलःकाणो द्वाभ्यामन्धः प्रकीर्तितः॥ व्यास.

બ્રાહ્મણ-ક્ષત્રી અને વૈશ્ય આ ત્રણ વર્ણની સંજ્ઞા "द्विजाति" કહેવાય છે અને તેઓ સ્રૃતિ (વેદ) સ્મૃતિ પુરાણોક્ત ધર્મ પાળવાને યોગ્ય છે-અન્ય (શુદ્ર) નહીં-તેથી એ ત્રણે વર્ણોએ-વાણીના નિયમ પૂર્વક વેદાધ્યયન-ધર્મશાસ્ત્ર-ઇતીહાસાદીક સ્વશકતી પ્રમાણે ભણવું. બ્રાહ્મણના બંને નેત્ર શ્રુતી, સ્મૃતી રૂપે નિર્માણ કરેલાં છે. તેમાં એક ન જાણે તે કાણો કહેવાય. અને બંને ન જાણે તે અંધ ગણાય છે.

॥ निर्विघ्नेन शुभंभवतु ॥

ॐ

कल्याणं भवतांयशः प्रसरतां धर्मः सदावर्धतां;
संपत्तिः प्रथतां प्रजाप्रणमतां शत्रुक्षयो जायताम् ॥
वाक्यं संवदतांवपुः प्रभवतां सिद्धिपति प्रियता;
मायुस्ते शरदांशतं विजयतां दानाय दिर्घायुषे ॥१॥